

પૂજ્ય મુનિરાજ શ્રી પુનમચંદ્રજી સ્મારક [illegible]

卐 जैनं जयति शासनम् 卐

# શ્રી નૂતન સ્તવનાવલી.

( બાલચંદ્ર-સ્તવનાવલી )




રચયિતા-

મુનિરાજ શ્રી બાલચંદ્રજી

दान | 卐 सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः। 卐 | शील

卐 संजमे महासुक्खं 卐 संसारे महादुक्खं 卐

卐 नमोत्थुणं समणस्स भगवओ महावीरस्स 卐

卐

પૂજ્ય મુનિરાજશ્રીપુનમચંદ્રજી સ્મારક મણકો ૧ લો

ॐ

મુનિરાજ શ્રીબાલચંદ્રજી મહારાજકૃત-

# શ્રીનૂતન સ્તવનાવલિ.

## ( બાલચંદ્ર - સ્તવનાવલિ )

卐

વિ. સં. ૧૯૯૭ માગ૦ શુદ ૩ સોમવાર

શ્રીપાર્શ્વચંદ્રસૂરિ નિ. સં. ૩૮૬

પ્રથમાવૃત્તિ ] 卐 [ પ્રત ૧૦૦૦

કિં. પઠનપાઠન.

卐 मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः। 卐

भाव | 卐 ज्ञान-क्रियाभ्यां मोक्षः। 卐 | तप

દ્રવ્યસહાયક—

શા. રામજી ખીમજી નાનીખાખર—(કચ્છ)

પ્રકાશક—

શા. વાડીલાલ લલ્લુભાઈ

ઠે. રાયપુર, શામળાની પોળ—અમદાવાદ



## અર્પણ :

**સ્વ. પૂજ્ય બાપાશ્રી વેલજી ભોજરાજ તથા સ્વ. પૂજ્ય પિતાશ્રી ખીમજી વેલજી તથા પૂજ્ય દાદીમા શ્રી જીવાંબાઈ!**

આપના અનેક સદ્દગુણોથી આકર્ષાઈને આપના અમર આત્માઓને આ લઘુ પુસ્તક અર્પણ કરી કાંઈક અંશે મારી જાતને ઋણમુક્ત થયેલ ગણું છું.

આપનો ઋણીપુત્ર—**રામજી**

મુદ્રક

પરીખ સુરેશચંદ્ર પોપટલાલ

ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટિંગ પ્રેસ

સલાપોસરોડ—અમદાવાદ

# આભાર-દર્શન

આજે અમે શાસનપ્રેમીઓના કરકમળમાં આ બુક આપવા ભાગ્યશાળી થયા છીએ. તે માટે પ્રેરક પ૦ પૂ૦ **મુનિરાજ શ્રીકૃપાચંદ્રજી મહારાજ**નો તથા સ્તવનકર્તા પ૦પૂ૦ **મુનિરાજ શ્રીબાલચંદ્રજી મહારાજ**નો અત્યંત ઉપકાર માનીએ છીએ કારણ કે તેઓ શ્રીએ પોતાનો કિંમતી સમયનો ભોગ આપી પ્રેસકોપી તૈયાર કરવામાં અને ગેલીઓ આદિ સુધારવામાં ખૂબ જહેમત ઉઠાવી છે માટે તેઓશ્રીનો તેમજ કચ્છ—નાનીખાખરનિવાસી ધર્મપ્રેમી શા. રામજીભાઈ ખીમજીભાઇએ પોતાના દાદા સ્વ. વેલજીભાઇ ભોજરાજ તથા પોતાના પિતાશ્રી સ્વ. ખીમજીભાઈના સ્મરણાર્થે આ બુકની ૧૦૦૦ નકલ છપાવી છે અને તે શાસનપ્રેમીઓને ભેટ તરીકે આપવાની છે જેથી તેમને ધન્યવાદ આપીએ છીએ ને આવી ઉદારવૃત્તિ હરહંમેશ તેમની રહે એમ ઇચ્છીએ છીએ. જ્ઞાનદાન જેવું કોઈ દાન નથી અને જ્ઞાનની વૃદ્ધિ થવાનું મુખ્ય સાધન ઉપયોગી પુસ્તકો છે માટે જ્ઞાનને ખીલવવું, તેને ખીલવવાનાં સાધનો મેળવી આપવાં અને તેનું તથા જ્ઞાનીઓનું બહુમાન કરવું. એ જ્ઞાનાવરણીયકર્મનો ક્ષય કરવાના મુખ્ય હેતુઓ છે. આનું અનુકરણ બીજા ઉદાર શ્રીમંતો પણ કરશે અને પોતાની પુણ્યથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો લાભ લેશે એવી આશા રાખીએ છીએ. અંતમાં જેમણે પ્રત્યક્ષ કે પરોક્ષમાં સહાય કે સલાહ આપી હોય તે બધાનો અંતઃકરણથી આભાર માની વિરમીએ છીએ.

પ્રકાશક

# પ્રસ્તાવના

શ્રીવીરશાસનરસિકપ્રિયપાઠકવરો ! સાંપ્રતસમયમાં ગૂર્જરભાષામાં કેટલાક પ્રાચીનજૈનશાસ્ત્રવિશારદમુનિવરોએ રચેલાં સ્તવનો મુદ્રિત થયાં છે છતાં આ બુકનું પ્રકાશન શા માટે ? એવી શંકા થાય. તેનો નમ્ર ખુલાસો એ છે કે—આજકાલની નૂતન રાગરાગણીના શોખીનો ઘણીવાર જૂની ઢબને પસંદ ન કરવાના કારણે સ્તવન ગાતાં અટકી પડે છે તે ન અટકે પણ શૃંગારિક ગાયન ગાતાં અટકે અને સંગીતમાં પ્રભુગુણમયસ્તવન ગાતાં ચિત્તની એકાગ્રતા સાથે ભક્તિરસની જમાવટ થાય—પ્રભુમય જીવન બનાવી શકાય તેમજ **'નવીન નવીન વિચારોના આવિર્ભાવો સદા ઉપકારક થઇ શકે છે'** ઇત્યાદિ કારણોથી અનેક ભાવિકોની પ્રેરણા થતાં દેવગુરૂપસાયે અલ્પજ્ઞ મેં મારી યથાશક્તિ યથારૂચિ ને યથામતિએ નૂતનસ્તવનોની રચના કરી અને તે કૃત્થી જૈન તથા જૈનેતર સમાજને રૂચિકર થઇ પડવાથી આ પુસ્તક—મારા અનન્ય ઉપકારી વડિલ ગુરૂભ્રાતા **પૂજ્ય મુનિરાજ શ્રી કૃપાચંદ્રજી મહારાજની** પવિત્ર પ્રેરણાતઃજ—જન્મ પામ્યું છે. આજસુધીમાં મારી રચેલી કુલ ૭૨ કૃતિઓ આ બુકમાં આપવામાં આવી છે. આ મારો પ્રયાસ ભવિજીવોને કર્મનિર્જરારૂપ થાય અને મને પણ દેવગુરૂગુણસ્તવન કરવારૂપ આત્મકલ્યાણહેતુભૂત નિમિત્ત મળવાથી મારૂં જીવન સફળ માનું છું. આ બુકમાં કાંઈ અક્ષરપ્રટના ન્યૂનાધિક કે બહુશ્રુતોના આશય વિરૂદ્ધ—શાસ્ત્રવિરૂદ્ધ જણાય તો તે માટે સુજ્ઞવાંચકવૃંદ દરગુજર કરી સુધારી વાંચવા કૃપા કરશે અને પ્રભુભક્તિ તથા ગુરૂભક્તિમાં આકર્ષાઈ સ્વકીયજીવન સફળ કરશે એવી હું આશા રાખું છું. વળી જે જે ધર્મપ્રેમીઓની પ્રેરણાથી સ્તવનો બનાવેલાં છે તેઓનાં નામો સ્તવનો નીચે જણાવેલાં છે. તેમજ કયા ગામમાં ને કઈ સાલમાં સ્તવન રચેલું છે તે પણ જણાવેલ છે.

**श्रीसंघस्य कल्याणाय भवतु । ॐ शान्तिः ३ ।**

લે૦ **મુનિરાજશ્રી પુનમચંદ્રજી ગણિવર**—ચરણકિંકર—

**જૈનઉપાશ્રય—અમદાવાદ**<br>**સં. ૧૯૯૭ કા. વ. ૧૩ બુધ** } **મુનિ બાલચંદ્ર.**

કચ્છ-નાનીખાખરવાળા

# સ્વ. ખીમજીભાઇ વેલજીભાઇ શાહ.

જન્મ સંવત ૧૯૪૨



અવસાન સંવત ૧૯૯૫ પોષ સુદ ૭ ગુરૂવાર

આ ધર્મબંધુ વીસાઓસવાળ શ્રીદેવગુરૂભક્તિકારક, ધર્મપ્રેમી, સદ્‌ગુણી ને પરોપકારી હતા. પોતાના ૫૨-૫૩ વર્ષની વયમાં અવસાન પામ્યા છે. તેમના વિયોગથી તેમના પિતાશ્રી વેલજીભાઇ, માતુશ્રી જીવાંબાઇ તથા ચિ. ભાઇ રામજી અને ધર્મપત્ની જેઠીબાઇને થયેલ દિલગીરીને અંગે અમે અંતઃકરણથી દિલાસો આપીએ છીએ અને તેમના આત્માને શાંતિ પ્રાપ્ત થાઓ એમ અમે પ્રાર્થીએ છીએ.

... PRINTERY, AHMEDABAD

## स्व. प. पू. योगप्रेमी निजानंदी गुणनिधि शांतमूर्ति-
## मुनिराज श्री १००८ श्रीपुनमचंद्रजी गणी महाराज ।

नमस्तुभ्यं मुनीन्द्राय भ्रातचन्द्रांघ्रिसेविने ।



गुणिगण्यगुणाधारा-याबालब्रह्मचारिणे ॥१॥

દશાશ્રીમાળી વાણીયા, પિતાશ્રી મૂળચંદભાઈ. માતુશ્રી સુંદરબાઈ.
જન્મ વિ૦ સં૦ ૧૯૨૪ ના પોષ વદ ૫, ગામ કુંદાપુર (ધ્રાંગધ્રાસ્ટેટ).
દીક્ષા વિ૦ સં૦ ૧૯૫૪ ના માગશર સુદ ૧૦ ગુરૂ. ગામ મોટીખાખર (કચ્છ).
સ્વર્ગવાસ વિ. સં. ૧૯૮૦ ના આસો વદ ૨ મંગળ, શામળાની પોળ-અમદાવાદ.

KRISHNA PRINTERY, AHMEDABAD

卐 ॐ अ-सि-आ-उ-साय नमः। 卐

युगप्रधानश्रीमत्पार्श्वचंद्रसूरीश्वर-श्रीमद्भ्रातृचंद्रसूरीश्वर-

श्रीमत्पुनमचंद्रगणीश्वर-चरणकमलेभ्यो नमः।

પૂજ્ય મુનિરાજ શ્રી પુનમચંદ્રજી સ્મારક મણકો ૧ હો.

મુનિરાજશ્રી બાલચંદ્રજી વિરચિત-

# શ્રી નૂતન સ્તવનાવલિ

૧

## શ્રીનવપદજીનું સ્તવન

( સખી આવે આવે ને ઓચરે-એ ગરબાની દેશીમાં )

શ્રીસિદ્ધ-ચક્રજી અંતર ધરૂં, નમું હું નવપદને.
જેથી જીતાય મોહ-રાય; ,, ,,
અરિહંત-દેવ દયા-કર, ,, ,,
ભેટંતાં ભવ-દુઃખ જાય. ,, ,, ૧
અજ અવિ-નાશી અજરા-મર, ,, ,,
આતમ-સ્વરૂપી સિદ્ધ-દેવ; ,, ,,
આચારના પંચ પા-ળનાર, ,, ,,
ગુણખાણી આચા-રજ દેવ. ,, ,, ૨
જાણકાર અંગ ઉપાં-ગના, ,, ,,
શ્રીઉવ-જઝાય બહુશ્રુત; ,, ,,

સાધક-સ્વપર-હિત મુનિ, નમું હું નવપદને.
છે આતમ-રમતા સંત. ,, ,, ૩
દર્શન-મોહની દૂર ટળે, ,, ,,
થાય સાચી શ્રદ્ધા ભવપાર; ,, ,,
મિથ્યાત-મોહનો નાશ થતાં, ,, ,,
જ્ઞાન પ્રગટે દીપક જગસાર. ,, ,, ૪
થાય નાશ ચારિત્ર મો-હની, ,, ,,
છે ચારિત્ર કર્મ હરનાર; ,, ,,
કર્મ તપાવે તપ ચી-કણાં, ,, ,,
આત્મરિદ્ધિ પ્રગટે ભંડાર. ,, ,, ૫
સુદેવ ગુરૂ ને ધર્મ-તત્ત્વ, ,, ,,
હું આરાધું ભાવથી ઉદાર; ,, ,,
જેમ શ્રીપાલ મયણા-સું-દરી, ,, ,,
**મુનિ બાલ** સદા સુખકાર. ,, ,, ૬

સં ૧૯૯૩ ના વૈ. વ. ૬ સોમ, ગામ બજાણા.
卐 શા. અમુલખભાઈ જેઠાલાલની પ્રેરણાથી.

૨

## શ્રીસિદ્ધ ભગવાનનું સ્તવન.

( મારે જાવું છે પેલે પાર-એ ગરબાની દેશીમાં )

જે શોભે છે જગના શિ-ર, સિદ્ધ નમું ભાવે રે.
જેથી પમાય ભવજળ-તી-ર, સિદ્ધ નમું ભાવે રે. (ટેક)
ભવ-મંડળમાં ન દેખીયો પ્રાણી,
વીતરાગનો દેદા....ર. સિદ્ધ૦

જ્ઞાનથી કાળ ગ-વેષીયો જિનજી,
આપ હુવા અણુગા....ર. સિદ્ધ૦ ૧
ક્ષપક-શ્રેણિથી ગુણ-ઠાણું લહી,
ખપાવ્યા આઠે ક....ર્મ. સિદ્ધ૦
કેવલ-જ્ઞાન ને કેવલ-દર્શન,
અવ્યા-બાધ જીવ-ધ....ર્મ. સિદ્ધ૦ ૨
અનંત-ચારિત્ર ને અક્ષય-સ્થિતિ,
હુવા અરૂપી જગતા....ત. સિદ્ધ૦
અગુરૂ-લઘુ વળી અનંત-બળીયા,
ગુણ આઠે અવદા....ત. સિદ્ધ૦ ૩
સિદ્ધ-શિલા પર લોકના અંતે,
મુક્તે ગયા ભગ-વા....ન. સિદ્ધ૦
સાદિ અનંત અવ-ગાહના ભાંગે,
જ્યોતિથી બિરાજ-મા....ન. સિદ્ધ૦ ૪
અક્ષર અમર ને પૂરણા-નંદી,
રમતા છે આતમ-રા....મ. સિદ્ધ૦
જ્ઞાન-આનંદી રહિત ઉપાધિ,
ગુણગણ-મણિના ધા....મ. સિદ્ધ૦ ૫
સેવક લહે જેમ સ્વામી સેવાથી,
શિવ-કમળાનું સદ....ન. સિદ્ધ૦
સાલં-બન જિન-રાજના ધ્યાનથી,
**બાલ રહે સુખમાં મગ....ન.** સિદ્ધ૦ ૬

ભાવાર્થ—જે જગત્‌ના મસ્તક પર જ્ઞાનાદિ અનંત ચતુષ્ટયથી શોભી રહેલા છે-સિદ્ધશિલાથી અધર અને અલોકને અડી રહેલા છે, કૃતકૃત્ય થયેલા છે-જેમના સકલ મનોરથ સિદ્ધ થયા છે એવા અનંતા શ્રીસિદ્ધ ભગવાનોને અહીં રહેલો હું મનના પૂજ્યભાવ વડે ભાવ નમસ્કાર કરૂં છું કે જેથી સંસાર સમુદ્રનો પાર પમાય. (ટેક)

હે પ્રભો ! આ ભવરૂપ મંડળમાં પરિભ્રમણ કરતાં મને આપ વીતરાગ દેવનાં દર્શન થયાં નથી અને કદી થયાં હશે તો એકાગ્રચિત્તે શુભભાવ ચિંતવ્યો નહિ હોય તેથીજ મેં ભવભ્રમણ કર્યું છે ને કરૂં છું. ચરમશરીરી આપશ્રીએ જ્ઞાનવડે દીક્ષા લેવાનો સમય થયો જાણીને ચારિત્ર લીધું (અણગાર થયા) ૧

પછી ક્ષપક શ્રેણિથી ગુણઠાણે ચડતાં બારમે ગુણસ્થાનકે ગયા ત્યાં (૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) મોહનીય અને (૪) અંતરાય એ ચાર ઘાતીકર્મ ખપાવી કેવલજ્ઞાની થયા-અરિહંત થયા અને પ્રાંતે (૧) વેદનીય, (૨) આયુ, (૩) નામ અને (૪) ગોત્ર એ ચાર અઘાતી કર્મ ખપાવી સિદ્ધ થયા-આઠે કર્મને હઠાવી આઠ ગુણોને પ્રાપ્ત કર્યાં. તે નીચે મુજબ—

૧ જ્ઞાનાવરણીયકર્મ ખપાવી કેવલજ્ઞાન-આત્માનું અનંતજ્ઞાન સ્વરૂપ-પ્રાપ્ત કર્યું છે.

૨ દર્શનાવરણીયકર્મ ખપાવી કેવલદર્શન-આત્માનું અનંતદર્શન સ્વરૂપ-પ્રાપ્ત કર્યું છે.

૩ વેદનીયકર્મ ખપાવી અવ્યાબાધસુખ-આત્માનું સ્વાભાવિક સુખ-પ્રાપ્ત કર્યું છે.

૪ મોહનીયકર્મ ખપાવી ક્ષાયક સમકિત ને અનંત ચારિત્ર પ્રાપ્ત કર્યું છે.

૫ આયુઃકર્મ ખપાવી અક્ષયસ્થિતિ–આત્માની એકજ દશાનું સ્વરૂપ–પ્રાપ્ત કર્યું છે.

૬ નામકર્મ ખપાવી અરૂપીપણું–આત્માનું અગોચરસ્વરૂપ–પ્રાપ્ત કર્યું છે.

૭ ગોત્રકર્મ ખપાવી અગુરૂલઘુપણું-આત્માનું ગુરૂ લઘુરહિત સ્વરૂપ–પ્રાપ્ત કર્યું છે.

૮ અંતરાયકર્મ ખપાવી અનંતવીર્ય–આત્માનું અનંતબળ–પ્રાપ્ત કર્યું છે.

વળી આપનામાં આઠ કર્મના નાશથી ૩૧ ગુણ ઉત્પન્ન થાય છે. તે આ પ્રમાણે—(૧) જ્ઞાનાવરણીયની પાંચ, (૨) દર્શનાવરણીયની નવ, (૩) વેદનીયની બે, (૪) મોહનીયની બે (દર્શન ને ચારિત્ર), (૫) આયુઃકર્મની ચાર, (૬) નામકર્મની બે (શુભ ને અશુભ), (૭) ગોત્રકર્મની બે અને (૮) અંતરાયકર્મની પાંચ કુલ ૩૧ કર્મપ્રકૃતિ ખપાવીને ૩૧ ગુણો પણ આપે પ્રાપ્ત કર્યા છે.

આ પૂર્વોક્ત જીવના ધર્મને—આત્માના ગુણોને પ્રાપ્ત કરી ચૌદમે ગુણઠાણે વર્તતા અરિહંત ભગવંતો ભવના પ્રાંત ભાગે પોતાના શરીરની અવગાહનાનો પોલાણવાળો ૧/૩ ભાગ આજુબાજુના આત્મ પ્રદેશ વડે પૂરે છે તેથી પહોળાઇમાં ને લંબાઇમાં ૨/૩ ભાગની અવગાહના શિવક્ષેત્રમાં રહે છે—મોક્ષગામી જીવની છેલ્લા શરીરની અવગાહનામાંથી ત્રીજો ભાગ ઘટે છે ને ૨/૩ ભાગની અરૂપી જીવની અરૂપી અવગાહના ઉર્ધ્વલોકમાં લોકના અંતે સિદ્ધશિલા પર પડે છે. તેમાં જઘન્ય (બે હાથની) અવગાહના ૨/૩ ભાગની એટલે ૩૨ અંગુળની હોય છે અને ઉત્કૃષ્ટી (૫૦૦ ધનુષની) અવગાહના ૨/૩ ભાગની એટલે ઉત્સેધાંગુલના યોજનના ૨૪ મા ભાગની અર્થાત્ ૩૩૩ ધનુષ

ને ૩૨ અંગુળની હોય છે. ત્યાં આપ સાદિ અનંત ભાંગે મુક્તિપુરીમાં પધાર્યા છો ને જ્યોતમાં જ્યોતથી બિરાજમાન થયા છો. ૨-૪

આપ અવિકારી, અજરામર, સંપૂર્ણ આનંદી,-સહજાનંદી, સંપૂર્ણ જ્ઞાનાનંદી, સર્વપ્રકારની ઉપાધિ રહિત ને આત્મગુણગણ રૂપી રત્નના ધામ છો તેથીજ સદા સર્વદા આત્મ સ્વભાવમાં-આત્માના અનંત-સુખમાં રમી રહ્યા છો. ૫

જેમ સ્વામીની સેવા કરવાથી સેવક પણ સ્વામીપણાને પામે છે તેમ હું પણ આપની ઉપાસના-સેવા કરવાથી પ્રાંતે આઠ કર્મનો ઉચ્છેદ કરી શિવ કમળાનું ઘર (મોક્ષપુરી) પ્રાપ્ત કરીશ. પણ હાલમાં જ્યાં સુધી આલંબનની આવશ્યકતા છે ત્યાં સુધી આપ અરૂપી થયા છો, તોપણ તેમાં રૂપનું આરોપણ કરી તેના ધ્યાનથી-સેવા-પૂજાથી (પાંચમા આરામાં જિનબિંબ, નિર્ગ્રંથ ગુરૂ અને જિનાગમ સિવાય અન્ય કોઇ આધાર નથી માટે તેની આરાધનાથી) અજ્ઞાની હું સદા સુખમાં મગ્ન રહું અથવા આ સ્તવનકર્તા મુનિબાલચંદ્રજી સદા આત્મિક સુખમાં-ચારિત્રધર્મમાં તલ્લીન રહે. એવી આપની દયા જોઇએ. किं बहुना ? ૬

સં. ૧૯૯૩ વૈ. સુ. ૧૦ બુધ બજાણા.
卐 શા અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૩

## શ્રીઅરિહંતદેવનું સ્તવન (પ્રાર્થના)

(પ્રિયતમ પ્રભુ નમીએ આપને-એ દેશીમાં)

જય જિનવર નમીએ આ....પને.
જપીએ પાવન તુમ જા....પને (પ્રભુ જપી૦) જય૦ (ટેક)
આતમ-રામી શિવપદ-ગામી (૨)
હરતા ભવ ભવ પા....પને (પ્રભુ૦) જય૦ ૧

સુખ કરનારા ભવિજન-પ્યારા (૨)
જગપતિ ત્રિભુવન-ના....થને (પ્રભુ૦) જય૦ ૨
અંતરજામી નિરમળનામી (૨)
જગતગુરૂ જગના....થને (પ્રભુ૦) જય૦ ૩
કુમતિ-હરતા સુમતિ-દાતા (૨)
ભવ-તારક ભગવં....તને (પ્રભુ૦) જય૦ ૪
પુનમ-શશધર મૂરતિ-સુંદર (૨)
બાલ પૂજે અરિહં....તને. (પ્રભુ૦) જય૦ ૫

卐 સં. ૧૯૯૩ આસો સુદ ૧૩ ને રવિવાર, બજાણા.

## ૪
## શ્રીઅરિહંતદેવનું સ્તવન

(વિદાય વાલમ તમારી લેતાં—એ દેશીમાં)

વીતરાગ દેવની મૂરતિ જોતાં,
શિર ઝૂકે મુજ લળી લળીને (૨)
ચરમ નયણે આજ નિહાળી (૨)
હૈડું હરખે હળી હળીને. વીત૦ ૧

અશરણ શરણ ભવભય હરણ,
તરણ તારણ શિવસુખ કરણ (૨)
પતિત પાવન અધમ ઉદ્ધારક (૨)
શરણે આવ્યો હું ફરી ફરીને. વીત૦ ૨

ધર્મના દેશક વાંછિત દાયક,
જ્ઞાન-દિવાકર શાંતિ-વિધાયક (૨)

શાંત મનોહર જિનની મુદ્રા (૨)
કર્મ-કટક દહે છળી છળીને. વીત૦ ૩
ક્ષમા વિનય ને વિવેક-દાતા,
અભય પ્રેમ ને અખેદ-દાતા (૨)
દર્શન રૂપી અમૃત પીધું (૨)
નયન કટોરા ભરી ભરીને. વીત૦ ૪
જગત-બંધુ જગત-ઈશ્વર,
અનાથ-નાથ જગ પર-મેશ્વર (૨)
પુનમ-ચંદ્ર સમ આનંદ-દાયક (૨)
બાલ નમે છે લળી લળીને. વીત૦ ૫
卐 સં. ૧૯૯૩ માગશર સુદ ૧૫ સોમ, ધ્રાંગધ્રા.

૫

## શ્રીઅરિહંતદેવનું સ્તવન

(કાલી કમલી વાલે, તુમપે લાખો સલામ-એ દેશી)

આતમ-સંપદ-રામી, જિનને કરૂં હું પ્રણામ;
પ્રભુને કરૂં હું પ્રણામ, દાદાને કરૂં હું પ્રણામ. (ટેક)
જ્ઞાન-દર્શન ને ચારિત્ર-ધારી (૨)
મોહ-રાજપર વિજય-કારી (૨)
ભેટયા આતમ-રામ, જિનને કરૂં હું પ્રણામ (૨) આતમ૦ ૧
આત્મ-સાધના પૂરણ-કારી (૨)
મુજ સમ જીવના દુરિત-હારી (૨)
ભેટયા આતમ-રામ. જિનને૦ આતમ૦ ૨

કામ-ધેનુ કામ-કુંભ સરિખા (૨)
કલ્પતરૂ ચિંતામણિ સરિખા (૨)
ભેટયા આતમ-રામ. જિનને૦ આતમ૦ ૩
ત્રિપદીનીજ દેશના દેતા (૨)
છકાય જીવના અભય-દાતા (૨)
ભેટયા આતમ-રામ. જિનને૦ આતમ૦ ૪
શાંતિ-વિધાતા સમતા-સાગર (૨)
પરમ-પુરૂષ-પ્રધાન ગુણાકર (૨)
ભેટયા આતમ-રામ. જિનને૦ આતમ૦ ૫
પ્રેમે કરૂં દેવ ગુરૂની સેવા (૨)
પામી સેવાના મીઠા મેવા (૨)
**બાલ** વરે શિવધામ,
જિનને કરૂં હું પ્રણામ (૨) આતમ૦ ૬

卐 સં. ૧૯૯૩ માગ૦ વ. ૨ સોમે, ધ્રાંગધ્રા.

૬

## શ્રીઅરિહંતદેવનું સ્તવન

( મારૂં વતન આ મારૂં વતન-એ ઢબમાં )

વ્હાલું વ્હાલું લાગે મને પ્રભુ દરિસન.
પ્યારૂં પ્યારૂં લાગે મને પ્રભુ દરિસન. (ટેક)
(હાં) ઋષભ-દેવ-જિન, અજિત-સંભવ-જિન (૨)
અભિ-નંદનજીને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૧

(હાં) સુમતિ પદ્મ-પ્રભ, સુપાર્શ્વ સૂર-પ્રભ (૨)
ચંદ્ર-પ્રભજીને કરૂં નમન (૨) વ્હાલું૦ ૨
(હાં) સુવિધિ શીતલ-કર, શ્રેયાંસ સુખ-કર (૨)
વાસુ-પૂજ્યજીને કરૂં નમન (૨) વ્હાલું૦ ૩
(હાં) વિમલ અનંત પ્રભુ, ધર્મ-દાયક વિભુ (૨)
શાંતિ-નાથજીને કરૂં નમન (૨) વ્હાલું૦ ૪
(હાં) કુંથુ-નાથ અર, મલ્લિ-જિને-શ્વર (૨)
મુનિ-સુવ્રતજીને કરૂં નમન (૨) વ્હાલું૦ ૫
(હાં) નમિ નેમી-શ્વર, પારસ દુઃખ-હર (૨)
વીર પ્રભુજીને કરૂં નમન (૨) વ્હાલું૦ ૬
(હાં) બાલ-પુનમ-ચંદ્ર, જેમ સમુદ્ર ચંદ્ર (૨)
વારિધિ તરણને કરૂં નમન (૨) વ્હાલું૦ ૭

સં. ૧૯૯૦ ભા. વ. ૫ શુક્રે, કચ્છ નવાવાસ.
卐 શા. ભાણજી નથુની પ્રેરણાથી.

૭

## શ્રીઅરિહંતદેવનું સ્તવન.

( મારૂં વતન આ-એ ઢબમાં )

વ્હાલું વ્હાલું લાગે મને પ્રભુ દરિસન. (ટેક)
(હાં) ઉજ્વલ શંખ સમ, ગંભીર સમુદ્ર સમ (૨)
અરિહંત દેવને કરૂં નમન (૨) વ્હાલું૦ ૧
(હાં) ધીરમાં ગિરિ સમ, ધુરામાં બેલ સમ (૨)
અરિહંત દેવને કરૂં નમન (૨) વ્હાલું૦ ૨

  

(હાં)ઉપયોગે ભારંડ સમ, બળમાં સિંહ સમ (૨)
અરિહંત દેવને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૩
(હાં)ક્ષમામાં ધરણી સમ, તેજમાં સૂર્ય સમ (૨)
અરિહંત દેવને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૪
(હાં)નિરાલંબે નભ સમ, વિહારમાં વાયુ સમ (૨)
અરિહંત દેવને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૫
(હાં)શીતલ ચંદન સમ, સૌમ્યતામાં ચંદ્ર સમ (૨)
**બાલ** કરે કરજોડી નમન (૨) વ્હાલું૦ ૬

સં. ૧૯૯૧ માહ વદ ૩ ગુરૂ, કચ્છ નવાવાસ.
卐 મેતા જેવતભાઇ શવજીની પ્રેરણાથી.

૮

## શ્રીઅરિહંતદેવનું સ્તવન

(મારૂં વતન આ—એ ઢબમાં)

વ્હાલું વ્હાલું લાગે મને પ્રભુ દરિસન,
પ્યારૂં પ્યારૂં લાગે મને પ્રભુ દરિસન. (ટેક)
(હાં)અજ્ઞાન—વા..રક, જ્ઞાનને ધા..રક (૨)
કેવલ—જ્ઞાનીને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૧
(હાં)નિદ્રાને તજ—નાર, દર્શન—ધર—નાર (૨)
કેવલ—દર્શીને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૨
મિથ્યાત્વ—હઠાવ—નાર, હાસ્ય—નિવાર—નાર (૨)
સમકિત—ધારીને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૩

(હાં)અરતિ–રતિ–ભય–, વર્જિત જિન–રાય (૨)
જિનવર–દેવને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૪
(હાં)શોક ને મત્સર,–રહિત જિન–વર (૨)
દેવાધિ–દેવને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૫
(હાં)રાગ-નિવા-રક, દ્વેષને ટા–લક (૨)
વીતરાગ–દેવને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૬
(હાં)અવિરતિ–ના–શક, કામ–નિવા–રક (૨)
ચારિત્ર–ધારીને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૭
(હાં)દાન–લાભાંત–રાય, વીર્ય–ભોગાંત–રાય (૨)
વિઘ્ન–વારકને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૮
(હાં)ઉપભોગ–ત્યા–ગી, ધર્મના રા–ગી (૨)
અનંત–બલીને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૯
એ અઢાર દૂ–ષણ, છે જિન–ભૂ–ષણ (૨)
**બાલ**-જિન–ચંદ્રને ક....રૂં નમન (૨) વ્હાલું૦ ૧૦

સં. ૧૯૯૧ માહ વદ ૩ ગુરૂ, કચ્છ નવાવાસ.
卐 શા. જેવતભાઇ શવજીની પ્રેરણાથી.

૯

## શ્રી અરિહંતદેવનું સ્તવન.

(દાસ પરે દયા લાવોરે–એ દેશીમાં)

જિનેશ્વરના ગુણ ગાવુંરે, શુભ મન ભાવે
જિનેશ્વરના ગુણ ગાવું. (ટેક)
**બાલ–ચંદ્ર** જેમ, વર્ધિત ગુણ તેમ (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૧

અનુપમ દયાવીર, અનુપમ સત્યવીર (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૨
અનુપમ દાનવીર, અનુપમ શીલવીર (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૩
અનુપમ તપવીર, અનુપમ ભાવવીર (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૪
અનુપમ કર્મવીર, અનુપમ ધર્મવીર (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૫
અનુપમ ક્ષમાવીર, અનુપમ નમ્રવીર (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૬
જગત-ઉદ્ધારક, ભવિજન-તારક (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૭
જગત-ચૂડામણિ, જગત-ચિંતામણિ (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૮
પુનમ-ચંદ્ર જેમ, પૂરણ-ગુણી તેમ (૨)
અરિહંત શિર નમાવુંરે (૨) શુભ૦ જિને૦ ૯

સં. ૧૯૯૧ કા. સુ. ૫ રવિવારે, કચ્છ નવાવાસ.
卐 મહેતા જેવતભાઇ શવજીની પ્રેરણાથી.

૧૦

## શ્રી અરિહંતદેવનું સ્તવન.

(જૈન ધર્મકા ડંકા આલમમેં-એ દેશીમાં)

અરિહંત નમું ભગવંત નમું,
દેવાધિદેવ સદા પ્રણમું. (ટેક)

ભજું જ્ઞાન તણો ભંડાર પ્રભુ,
અનુત્તર શાંતિ સહિત વિભુ (૨) અરિ૦ ૧
ભજું દંસણનો ભંડાર પ્રભુ,
અનુત્તર માર્દવ સહિત વિભુ (૨) અરિ૦ ૨
ભજું ચરણ તણો ભંડાર પ્રભુ,
અનુત્તર આર્જવ સહિત વિભુ (૨) અરિ૦ ૩
ભજું તપ તણો ભંડાર પ્રભુ,
અનુત્તર મુક્તિ સહિત વિભુ (૨) અરિ૦ ૪
ભજું વીર્ય તણો ભંડાર પ્રભુ,
અનુત્તર સંજમ સહિત વિભુ (૨) અરિ૦ ૫
પંચ પરમેષ્ઠીમાં પ્રથમ પ્રભુ,
ઇત્યાદિક ગુણ ભંડાર વિભુ (૨) અરિ૦ ૬
શ્રીપુનમશશી સમ વદન પ્રભુ,
**મુનિબાલ** નમે કરજોડી વિભુ (૨) અરિ૦ ૭

સં. ૧૯૯૧ આસો સુદ ૫ બુધે, કચ્છ તુંબડીનાની.

૧૧

## શ્રીઅરિહંતદેવનું સ્તવન

(ચંદનહારની દેશીમાં)

મને વ્હાલા જિનેશ્વર લાગે, પ્રભુનું ધ્યાન ધ્યાવુંરે;
હું તો નમન કરી શુભ ભાવે, જિણંદ ગુણ ગાવું રે. (ટેક)

**સાખી**

વિવેક રાજાની સહાયથી, કરી ચાર કર્મનો અંત;
પરમાતમ પદ પામીને, પ્રભુ બાર ગુણે શોભંતરે.

જિણંદ ગુણ ગાવુંરે, હું તો નમન કરી શુભ ભાવે. જિણંદ૦ ૧

સાખી

જિનગુણરામી ઋષભદેવ, અજિતનાથ ભગવંત;
જગદીશ્વર સંભવનાથને, નમું અભિનંદન બલવંતરે. જિ૦ ૨

સાખી

સુમતિદાતા સુમતિજિન, કરૂં પદ્મપ્રભ સેવ;
સુખકર સુપાર્શ્વનાથને, નમું ચંદ્રપ્રભ જિનદેવરે. જિ૦ ૩

સાખી

મનવિસરામી સુવિધિજિન, શીતલકર શીતલનાથ;
ધનનામી શ્રેયાંસનાથને, નમું વાસુપૂજ્ય જગનાથરે. જિ૦ ૪

સાખી

અંતરજામી વિમલ જિન, ભવજલતારૂ અનંત;
ધર્મદાયક ધર્મજિનને, નમું શાંતિકર શાંતિ ભદંતરે. જિ૦ ૫

સાખી

આતમરામી કુંથુનાથ, મહિમાવંત અરનાથ;
આનંદઘન મલ્લિનાથને,નમું મુનિસુવ્રત મુનિનાથરે. જિ૦ ૬

સાખી

આત્મગુણી નમિનાથ જિન, બ્રહ્મચારી નેમિ જિણંદ;
ભવપાશહર પાર્શ્વનાથને, નમું વીર જિણંદ દિણંદરે. જિ૦ ૭

સાખી

પુનમચંદ્રસમ અરિહાને, નમું **બાલચંદ્ર** ઉલ્લાસ;
પ્રભુ શરણાગત દાસના, કરો કઠણ કરમનો નાશરે. જિ૦ ૮

સં. ૧૯૯૦ આસો વદ ૯ બુધ, કચ્છ-નવાવાસ.

શા. જેવતભાઇ શવજીની પ્રેરણાથી.

## ૧૨

## શ્રીઅરિહંતદેવનું સ્તવન

(ન્યાય કેવો તારો પ્રભુ–એ દેશીમાં)

જગતતાત ! શરણે આવ્યો, અબ તો ઉદ્ધારો,
દીનાનાથ ! શરણે આવ્યો, અબ તો ઉદ્ધારો (૨) (ટેક)

સાખી–(બહિર્લાપિકા)

મુખ્ય નાયક ઋષભદેવ, અજિત અજિત ગુણવાન;
નિરતિશય સંભવ વિભુ, અભિનંદન ભગવાન. જગત૦ ૧

સાખી

રાગ રહિત સુમતિ પ્રભુ, પદ્મપ્રભ આતમરામ;
જન વલ્લભ સુપારસનાથ, ચંદ્રપ્રભ ગુણધામ. જ૦ ૨

સાખી

પુરાણપુરૂષ સુવિધિનાથ, શીતલનાથ જગદીશ;
નરશિરોમણિ શ્રેયાંસનાથ, વાસુપૂજ્ય ગુણરાશ. જ૦ ૩

સાખી

મન મગન શ્રી વિમલનાથ, શ્રીઅનંત પ્રભુ જગનાથ;
ચંદન સમ છે ધરમનાથ, દીનબંધુ શ્રી શાંતિનાથ. જ૦ ૪

સાખી

દ્રવ્ય ગુણ જાણ કુંથુજિન, શ્રીઅરનાથ જિનભાણ;
જીવન ઉજ્વલ મલ્લિજિન, મુનિસુવ્રત ગુણખાણ. જ૦ ૫

સાખી

મહાવ્રતધારી નમિનાથ, નેમિનાથ, બ્રહ્મવીર;
હાર ગુણી પારસનાથ, વર્ધમાન ભડવીર. જ૦ ૬

**સાખી**

**રાજ ગુણે કરી શોભતા, ચોવીશે જિનરાય;**
**જગદીશ–પુનમચંદ્રને, બાલેન્દુ નમેજ સહાય. જ૦ ૭**

સં. ૧૯૯૦ આસો વદ ૧૩ સોમ, કચ્છ નવાવાસ.
卐 શા૦ ભાણજી નથુની પ્રેરણાથી.

## ૧૩
## શ્રીઅરિહંતદેવનું સ્તવન

(શોભા સોરઠ દેશની શીરે કહું ?–એ દેશીમાં)

હું તો જિનેશ્વર દેવનું શરણ કરૂં,
જેથી જાય ભવોભવનાં પાપ. સુખકારીરે,
અરિહંત દેવને નમન કરૂં (ટેક)

પ્રભુ પુરૂષોત્તમ શ્રીઋષભદેવ,
પ્રભુ અજિત અજિત ગુણધામ. જાઉંવારીરે અરિ૦
પ્રભુ નરસુરસેવિત સંભવનાથ,
પ્રભુ અભિનંદન જગસ્વામ. ઉપકારીરે, અરિ૦ ૧
પ્રભુ મનવિસરામી સુમતિનાથ,
પ્રભુ પદમપ્રભ જગદીશ. હિતકારીરે. અરિ૦
પ્રભુ ચંદ્રમુખી શ્રીસુપારસનાથ,
પ્રભુ ચંદ્રકાંતિ ચંદ્રપ્રભ ઇશ. સુખકારીરે, અરિ૦ ૨
પ્રભુ દ્રવિણ શોભિત શ્રી સુવિધિનાથ,
પ્રભુ ચંદન સમાન શીતલનાથ. જા૦ અ૦
પ્રભુ જીવપાલક શ્રીશ્રેયાંસનાથ,
પ્રભુ વસુદાતા વાસુપૂજ્ય નાથ. ઉ૦ અ૦ ૩

પ્રભુ મનોહર મૂરતિ વિમલનાથ,
પ્રભુ અનંત ભવાંત કરનાર. હિ૦ અ૦
પ્રભુ હાસ્ય રહિત શ્રીધરમનાથ,
પ્રભુ શાંતિનાથ દુઃખ હરનાર. સુ૦ અ૦ ૪
પ્રભુ રાજહંસસમ શ્રીકુંથુનાથ,
પ્રભુ અરનાથ જગત દયાળ. જા૦ અ૦
પ્રભુ જગબાંધવ શ્રીમલ્લિનાથ,
પ્રભુ મુનિસુવ્રત નરપાળ. ઉ૦ અ૦ ૫
પ્રભુ કૃપાસાગર શ્રીનમિનાથ,
પ્રભુ બાલબ્રહ્મચારી નેમિજિન. હિ૦ અ૦
પ્રભુ પાપનાશક શ્રીપારસનાથ,
પ્રભુ લક્ષ્મીયુત શ્રીવર્ધમાન. સુ૦ અ૦ ૬
પ્રભુ ચંપકમાળ સમ ગુણમણિખાણ,
પ્રભુ ચંદ્રમા સમાન મુખ નૂર. જા૦ અ૦
હું તો દ્રવ્યશુદ્ધિથી પૂજન કરૂં,
હું તો દ્રહ જેમ તરૂં ભવનાં પૂર. ઉ૦ અ૦ ૭

સં. ૧૯૯૧ કા. સુ. ૧૩ સોમ, કચ્છ નવાવાસ.
卐 શા. કુંવરજી મોણસીની પ્રેરણાથી.

૧૪

## શ્રી અરિહંતદેવનું સ્તવન

( )

શ્રી પરમાતમ શરણે આવ્યો ચરણે આવ્યો,
કૃપા કરી આ દાસ નિહાળો નાથ! નિહાળો (૨) (ટેક)

પાલણહાર શ્રી–ઋષભદેવ અજિતનાથ (૨) શ્રી૦
ચંદ્ર સમાન શ્રી–સંભવનાથ છે અભિનંદન (૨) શ્રી૦ ૧
દ્રહ છે અમીનો સુમતિનાથ પદમપ્રભજી (૨) શ્રી૦
જીવનશ્રેષ્ટ સુપારસનાથ ચંદ્રપ્રભજી (૨) શ્રી૦ ૨
મનોહર છે સુવિધિનાથ શીતલનાથ (૨) શ્રી૦
હાર ગુણી છે શ્રેયાંસનાથ વાસુપૂજ્ય (૨) શ્રી૦ ૩
રાખણહાર શ્રી–વિમલનાથ અનંતનાથ (૨) શ્રી૦
જગતપ્રિય છે ધરમનાથ શાંતિનાથ (૨) શ્રી૦ ૪
શ્રીગુણશોભિત કુંથુનાથ અરનાથ (૨) શ્રી૦
બાલ સૂરજસમ મલ્લિનાથ મુનિસુવ્રત (૨) શ્રી૦ ૫
લક્ષણ ઉત્તમ નમિનાથ નેમિનાથ (૨) શ્રી૦
ચંદન સમાન શ્રી–પારસનાથ વરધમાન (૨) શ્રી૦ ૬
દર્શન નિર્મળ પુનમચંદ્ર પુનમચંદ્ર (૨) શ્રી૦
જીવરાશપાલક છે મનોહારી છે મનોહારી (૨) શ્રી૦ ૭
મુક્તજીવન છે સુખકારી છે સુખકારી (૨) શ્રી૦
નિશ્ચલભાવથી કરૂં છું વંદન કરૂં છું વંદન (૨) શ્રી૦ ૮

卐 સં. ૧૯૯૦ દીવાળી દિન બુધ, કચ્છ નવાવાસ.

૧

## ૧ શ્રીઋષભદેવજીનું સ્તવન.

( મથુરામાં ખેલ ખેલી–એ દેશીમાં )

આદિ જિણંદ બલિહારી, શ્રીકાર આનંદકારી;
આનંદકારી આનંદકારી, આદિજિણંદ૦ (ટેક)

જગજનમંડન પાપનિકંદન (૨)
પ્રાણજીવન જાઉંવારી, હો નાથ જગ ઉપકારી. આદિ૦ ૧
પરમ કૃપાનિધિ પરમ દયાળુ (૨)
જગદાવાનળવારી, હો નાથ જગહિતકારી. આદિ૦ ૨
સુખ કરનારા દુઃખ હરનારા (૨)
સેવું જિણંદ મનોહારી, હો નાથ શિવસુખકારી. આદિ૦ ૩
કર્મો હઠાવી નિજ ગુણધારી (૨)
ધર્મ ધુરંધર ધોરી, હો નાથ દિલ દુઃખવારી. આદિ૦ ૪
ત્રિવિધ ત્રિવિધે વંદન કરૂં છું (૨)
**બાલશશી** સુખકારી, હો નાથ ભવદુઃખહારી. આદિ૦ ૫

સં. ૧૯૯૩ વૈશાખ સુદ ૩ ગુરૂ, બજાણા

૨

( ભેખરે ઉતારો રાજા—એ દેશી )

પ્રથમ જિનેશ્વર વંદીએ, હરખ ધરી મનમાંયજી;
દેખી મૂરતી તાહરી, આનંદ હૈયે ન માયજી. પ્રથમ૦ ૧
જનમ અયોધ્યા નયરીમાં, પિતા નાભિ નરેશજી;
નંદન મરૂદેવી માતનો, ઋષભ જિણંદ દિનેશજી. પ્રથમ૦ ૨
દેહનું માન છે જેહનું, પાંચશેં ધનુષ પ્રમાણજી;
વૃષભ લંછન પાયે શોભતો, કાયા કંચન વાનજી. પ્રથમ૦ ૩
આયુષ્ય થિતિ છે જેહની, પૂરવ ચોરાશી લાખજી;
તારક વિરૂદ છે તાહરૂં, શરણે આવ્યો રાખજી. પ્રથમ૦ ૪

એક અરજ સેવક તણી, અવધારો જિનરાજજી;
પુનમચંદ્રજીના **બાલને**, આપો અવિચલરાજજી. પ્રથમ૦ ૫

સં. ૧૯૭૭ માહ વદ ૧૨ રવિ, જીરાવલા (મારવાડ)

૩

( રાગ–ધનાશ્રી, દેશી–અખિયનમેં અવિકારા )

મૂરતિ મોહનગારી ઋષભજિન, મૂરતિ મોહનગારી (ટેક)
અનંત જ્ઞાન ને દર્શને ભરીયા, લાગું હું લળી લળી પાય. ઋષ૦
અનંત ચારિત્ર ગુણના ભંડાર. ,, ,, ૧
અનંતબલી ને આતમરામી, લા. જગત જીવના છો ઉપકારી. ૨
રૂપ મનોહર વંદિત સુરનર, લા. સકળ દોષથી રહિત જિનવર. ૩
સર્વ ગુણે સંપન્ન વીતરાગ, લા. અહિંસા ધર્મનો પ્રચાર કરનાર. ૪
પુનમચંદ્ર સમ શાંતિ વિધાતા, લા. **બાલચંદ્ર**ના દુઃખો હરનારી. ૫

સં. ૧૯૯૨ માહ સુદ ૧૦ રવિ, કચ્છ–ગળપાધર.

૪

## ૨ શ્રીઅજિતનાથજીનું સ્તવન

( મેરે મૌલા બુલાલો મદીને મુઝે–એ ઢબ )

શાંતમૂર્તિ અજિતજિન નમન કરૂં,
દેવ કૃપાનિધિ મુજ સુખ કરૂં. (ટેક)
શેર–તુંહી રાજા તુંહી પિતા, તુંહી તારણહાર છે;
તુંહી ભ્રાતા તુંહી પાલક, તુંહી રક્ષણહાર છે.
તુંહી નામ રટન દિનરાત કરૂં. શાંત૦ ૧
શેર–તુંહી બ્રહ્મા તુંહી વિષ્ણુ, તુંહી મનસિરામી છે.
તુંહી શંકર તુંહી તારક, તુંહી આતમરામી છે;

તુંહી નામ રટણુ દિન રાત કરૂં. શાંત૦ ૨
શેર–તુંહી જ્ઞાની તુંહી દાની, તુંહી ગુણ ભંડારી છે;
તુંહી નાથ તુંહી વિભુ, તુંહી સમતાધારી છે. તું૦ ૩
શેર–તુંહી વીર તુંહી સંત, તુંહી ચિદાનંદ છે;
તુંહી સુમતિ તુંહીજિનવર, તુંહીસહજાનંદ છે. તું૦ ૪
શેર–તુંહી અજર તુંહી અમર, તુંહી જગદાનંદ છે;
તુંહી **બાલ**–કલંકહારી, તુંહી પુરણાનંદ છે.
તુંહી નામ રટણુ દિનરાત કરૂં શાંત૦ ૫

સં. ૧૯૯૪ માગશર વદ ૧૩ ગુરૂવાર, વિરમગામ
બજાણાના શા. અમુલખ જેઠાલાલ તથા ભા. તળસી વાલજીની પ્રેરણાથી

## ૫

( લલીત છંદમાં )

અજિતનાથજી ! મોહ ટાળજો, સુખદ એહવો ધર્મ આપજો;
પરમ ભાવથી ધ્યાન હું ધરૂં, જિનપતિ ! તને વંદના કરૂં. ૧
જગત નાથજી ! કામ મારજો, સુખદ એહવું શીલ આપજો;
પરમ ભાવથી ધ્યાન હું ધરૂં, જિનપતિ ! તને વંદના કરૂં. ૨
જગત તાતજી ! જૂઠ કાપજો, સુખદ એહવું સત્ય આપજો;
પરમ ભાવથી ધ્યાન હું ધરૂં, જિનપતિ ! તને વંદના કરૂં. ૩
પરમ નાથજી ! દુઃખ કાપજો, અચલ એહવું શર્મ આપજો;
પરમ ભાવથી ધ્યાન હું ધરૂં, જિનપતિ ! તને વંદના કરૂં. ૪
પરમ દેવરે ! વ્યાધિ કાપજો, અચલ એહવી શાંતિ આપજો;
પરમ ભાવથી ધ્યાન હું ધરૂં, જિનપતિ ! તને વંદના કરૂં. ૫

અચલ દેવરે! શત્રુ વારજો, શરણ તાહરૂં સર્વદા હજો;
પરમ ભાવથી ધ્યાન હું ધરૂં, જિનપતિ ! તને વંદના કરૂં. ૬
વિપતિ બાલની સર્વ કાપજો, ચરણ પદ્મની સેવના હજો;
પરમ ભાવથી ધ્યાન હું ધરૂં, જિનપતિ ! તને વંદના કરૂં. ૭

卐 સં. ૧૯૯૧ વૈશાખ વદ ૧૦ સોમ, કચ્છ–ફરાદી.

૬

## ૩ શ્રીસંભવનાથજીનું સ્તવન.

(ચંદા પ્રભુજીસેં ધ્યાનરે–એ દેશી)

શ્રીસંભવદેવમાં ધ્યાનરે, મન માન્યા મોહનને;
માન્યા મોહનને માન્યા મોહનને,
નિશદિન જપું હું નામરે. મનમાન્યા૦ (ટેક)

બાદર સૂક્ષ્મ જીવનારે, પ્રતિપાલક જિનરાજરે. મન૦
લગની લાગી આત્મનીરે, સાધ્યું સ્વપરનું કાજરે. મન૦ ૧
ચંચળ લક્ષ્મી ત્યાગીનેરે, આતમ લક્ષ્મી લીધરે. મન૦
દ્રઢ સમ્યક્ત્વી ભવ્યનેરે, શિવપુર માર્ગે લીધરે. મન૦ ૨
જીવન સફળું સાધવારે, આવ્યો તુજ દરબારરે. મન૦
નીરની પેરે શુદ્ધ છતાંરે, હારી ગયો અવતારરે. મન૦ ૩
વંદન નમન સ્વીકારશોરે, કરૂણાસિંધુ ! જગનાથરે. મન૦
દર્શન કીધે આપનુંરે, પાપ જાય ભવસાથરે. મન૦ ૪
નાથ ! તમારી મ્હેરથીરે, કેઈ તર્યા ભવપારરે. મન૦
હોય કૃપા પ્રભુ ! આપનીરે, તો ઉતરૂં ભવપારરે. મન૦ ૫

卐 સં. ૧૯૯૧ વૈશાખ વદ ૮ શનિ, કચ્છ–તુંબડી.

૭

## ૪ શ્રી અભિનંદનજીનું સ્તવન

(રાગ–ધનાશ્રી, દેશી–ભવ જલપાર)

વંદન કરૂં જિનરાજ ભાવથી હું,
વંદન કરૂં જિનરાજ. વંદન૦ (ટેક)
મુળ નાયક શ્રી અભિનંદનજી (૨)
નિરખતાં હર્ષ અપાર. ભાવથી હું વંદન૦ ૧
બાહુના બળથી મોહના વિજયી (૨)
લજ્જાદિ ગુણુના ભંડાર. ભાવથી હું વંદન૦ ૨
ચંપક માળ સમ આનંદકારી (૨)
દ્રવ્ય પ્રાણી સુખકાર. ભાવથી હું વંદન૦ ૩
જીવન છે અદ્દભુત તમારૂં (૨)
નામ અમર કરનાર. ભાવથી હું વંદન૦ ૪
નાયક શાસન તીરથ સ્થાપક (૨)
થયા ભવી તારણહાર. ભાવ૦ વંદન૦ ૫

卐 સં. ૧૯૯૩ જેઠ વદ ૧૩ ભોમ, બજાણા.

૮

## ૫ શ્રી સુમતિનાથજીનું સ્તવન

(મેરે જિનજી શેત્રુંજે બુલાલો–એ દેશી)

સુમતિનાથ પ્રભુને નમન કરૂં,
આપ કૃપાથકી સુમતિને વરૂં. (ટેક)
શેર–હું અજ્ઞાનાં ને મિથ્યાત્વી છું, તું જ્ઞાની સમ્યક્ત્વી વિભુ!;

હું અવિરતિ આહારી છું, તું વિરતિ અણાહારી વિભુ !.
દુઃખદાયી એવી કુમતિને હરૂં. સુમતિ૦ ૧
શેર–અવગુણી ને પ્રમાદી હું, તું ગુણી ઉપયોગી વિભુ !;
હું રાગ દ્વેષી મોહફંદી, તું નીરાગી અમોહી વિભુ !.
દુઃખદાયી એવી કુમતિને હરૂં. સુમતિ૦ ૨
શેર–હું કષાયી ને કુમતિ છું, તું અકષાયી સુમતિ વિભુ !;
હું યોગી ને વેદી વળી, તું અયોગી નિર્વેદી વિભુ !.
દુઃખદાયી એવી કુમતિને હરૂં. સુમતિ૦ ૩
શેર–હું કર્મથી પરતંત્ર છું, તું કર્મવિજયી છે વિભુ !;
હું પરવિભાવે રમતો છું, તું સ્વભાવે રમે વિભુ !.
દુઃખદાયી એવી કુમતિને હરૂં. સુમતિ૦ ૪
શેર–હું અશરણ અનાથ છું, તુંહી શરણ નાથ વિભુ !;
હું **બાલ** તારે શરણ આવ્યો, તું પુનમચંદ્ર સમ વિભુ !.
દુઃખદાયી એવી કુમતિને હરૂં. સુમતિ૦ ૫
卐 સં. ૧૯૯૧ ધનતેરસ ગુરૂવાર, કચ્છ–તુંબડી.

૯

## ૬ શ્રી પદ્મપ્રભજીનું સ્તવન

(પતિ વિના પ્રેમદાના મનના—એ દેશી)

પદ્મપ્રભજીનાં દરિસણ વિણના,
પૂરાય ક્યાંથી કોડ, હાંહાંરે પ્રભુ પૂરાય ક્યાંથી કોડ.
જગહિતકારી અરિહાજીની,
નાવે બીજી જોડ. હાંહાંરે પ્રભુ નાવે બીજી જોડ. (ટેક)

જિનવર એક અનેકી જગમાં, તુજ ભક્તિ છે મુજ રગરગમાં;
અનુપમ શાંતિધારી અમોને, ધર્મના પંથે જોડ.
હાંહાંરે વિભુ ધર્મના પંથે જોડ. પદ્મ૦ ૧
આનનજ્યોતિ પ્રભુની શોભે, મોહરાય બહુ દેખી ક્ષોભે;
અનુપમ જ્ઞાનના ધારી અમોને, ધર્મના૦ હાંહાંરે વિ૦ પદ્મ૦ ૨
પુણ્યતરૂ પ્રભુકૃપાએ ફળીઓ, મુજ દેવાધિદેવ તું મળીઓ;
અનુપમ દર્શનધારી અમોને, ધર્મના૦ હાંહાંરે વિ૦ પદ્મ૦ ૩
જેમ મહીધર મેરૂ સંગતથી, થાય કંચનતા તૃણમાંહેથી;
અનુપમ ચારિત્રધારી અમોને, ધર્મના૦ હાંહાંરે વિ૦ પદ્મ૦ ૪
પ્રભુની સંગે તેમ સંસારી, કર્મકલંકને દૂર નિવારી;
જ્યોતિમાં જ્યોત ભળે શિવનારી, બાલને કર્મથી છોડ.
હાંહાંરે વિભુ **બાલ** નમે કરજોડ. પદ્મ૦ ૫

સં. ૧૯૯૩ જે. સુ. ૧ બુધ, બજાણા.
卐 શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૧૦

## ૭ શ્રી સુપાર્શ્વનાથજીનું સ્તવન

(રાગ—ધનાશ્રી, દેશી—તુંહી નાથ હમારો)

વિનતિ ધરજો ધ્યાન સુપાર્શ્વજિન,
વિનતિ ધરજો ધ્યાન. વિનતિ૦ (ટેક)
ધરમના રાગી કરમના ત્યાગી (૨)
શિવસુખને વરનાર. સુપાર્શ્વજિન વિનતિ૦ ૧

કષાયો કેળવ્યા અનાદિ કાળથી (૨)
ભવદુઃખ પામ્યો અપાર. સુ૦ વિ૦ ૨
ભવદુઃખ હરતા શિવસુખ કરતા (૨)
આતમ તણા જે આધાર. સુ૦ વિ૦ ૩
અધ્યાત્મ પૂરણુ ભાવરોગ ચૂરણુ (૨)
અંતરજામી ભવપાર. સુ૦ વિ૦ ૪
વીતરાગ વંદું દયાના સિંધુ (૨)
હરો **બાલ** કર્મ વિકાર. સુ૦ વિ૦ ૫

卐 સં. ૧૯૯૩ જે. વ. ૧૩ ભોમ, બજાણા.

૧૧

## ૮ શ્રી ચંદ્રપ્રભજીનું સ્તવન.

( મહાવીર તમારી મનહર મૂરતિ—એ દેશી )

શ્રીચંદ્રપ્રભની મનહર મૂરતિ,
દેખી મન હરખાય (૨) (ટેક)
**બાલ**રવિ સમ કાંતિ સોહે, દેખી ભવિજનનાં મન મોહે;
**લ**ક્ષ્મીથી ઉત્તમ સોહેરે, હું લાગું લળી લળી પાય. શ્રી૦ ૧
**ચં**દ્ર નિર્મળ કીરતિ તારી, જગત્ જીવના છો ઉપકારી;
**દ્ર**વ્ય પ્રાણી હિતકારીરે, હું લાગું લળી લળી પાય. શ્રી૦ ૨
**જી**વન ઉજ્વલ કરતા, શિવનારી વેગે વરતા;
નિર્મળ ગુણોને ધરતારે, હું લાગું લળી લળી પાય. શ્રી૦ ૩
**વં**છિત પેટી આત્મ ખજાને, મ્હેર કરી આપો સેવકને;
**દ**ર્શનીય વિભુ તમનેરે, હું લાગું લળી લળી પાય. શ્રી૦ ૪

**નાથ નિરંજન મુજને મળીયા, મારા ભવના પાતકો ટળીયા;**
**સ્વીકારી** સનાથ કરીયારે, હું લાગું લળી લળી પાય. શ્રી૦

સં. ૧૯૯૧ વૈશા. વ. ૨ સોમવાર, કચ્છ-પત્ર
પૂજારી વેદાંત ફકુ માવજીની પ્રેરણાથ

## ૧૨

( માણુરાજની દેશીમાં )

પ્રભુ આશ ધરીને અમે આવીયારે,
અમને ઉતારો ભવોદધિ પાર;
જિનરાજ લગન લાગી મને તાહરીરે. (ટેક)

પ્રભુ ચંદ્રપ્રભ જિન ચંદલોરે, છે આઠમો પૂરણાનંદ. જિ૦
પ્રભુ રાગ દ્વેષ મલ્લ જીતીયારે, દીઠે થાય છે પરમાનંદ. જિ૦
પ્રભુ સાથે પ્રીતલડી બંધાણીરે, પૂરવ પુણ્યતણો આધાર. જિ૦
પ્રભુ મિથ્યામતિ જોર ટાળીયોરે, મળ્યા મનચિંતિત દાતાર.
પ્રભુ મનમંદિરે વ્હેલા આવજોરે, આપ સાથે કીધો છે સનેહ. જિ
પ્રભુ નામ તમારૂં નિત્ય સાંભરેરે, વળી ટળે છે નામથી સંદેહ.
પ્રભુ ચંદ્રસમાન શીતળ શોભતારે, જેમ પુનમચંદ્ર સુખકાર. જિ
પ્રભુ શાસન લાગ્યું છે મને મીઠડુંરે, દાસ ચરણુ નમે છે વારોવાર.
પ્રભુ સહકાર આગે શી માગણીરે, જિનજી મોંઘે કાળે મળ્યા આ
પ્રભુ પાકા વોળાવા મને ભેટીયારે, **મુનિબાલશશી**નાં સિધાંકાજ

સં. ૧૯૯૩ વૈ. સુ. ૬ શનિવાર, અંજાર
卐 શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથ

૧૩

## ૯ શ્રીસુવિધિનાથજીનું સ્તવન.

( વાલા વાલા વાલા લાગે મહાવીર–એ દેશી )

સુવિધિજિન વ્હાલા લાગે મહાવીર,
મનડામાં વ્હાલા લાગે મહાવીર, દિલડામાં વ્હાલા લાગે મહાવીર
સુવિધિજિન વ્હાલા લાગે મહાવીર. (ટેક)

રાગ દ્વેષ જીતનાર આતમ ઉગારનાર (૨)
કામહર મહાગંભીર; હાંરે વ્હાલા કામહર મહાગંભીર,
ગંભીર મેરે પ્યારે, વ્હાલા લાગે મહાવીર. સુવિધિ૦ ૧

ગુણ રત્નાકર સેવે સુરાસુર (૨), ક્રોધહર અજ્ઞાનસૂર;
હાંરે વ્હાલા ક્રોધહર અજ્ઞાનસૂર, સૂર મેરે પ્યારે વ્હાલા૦ સુ૦ ૨

સુખોને આપનાર દુઃખોને કાપનાર (૨), લોભહર મહાદાતાર;
હાંરે વ્હાલા લોભહર મહાદાતાર, દાતાર મેરે પ્યારે વ્હાલા૦ સુ૦૩

મંગલના કરનાર શાંતિમાં જોડનાર (૨), મોહજિત છે મહાધીર;
હાંરે વ્હાલા મોહજિત છે મહાધીર, ધીર મેરે પ્યારે વ્હાલા૦સુ૦૪

દયાના સાગર **બાલ** સુખાકર (૨), જિનને નમાવું છું શિર;
હાંરે વ્હાલા જિનને નમાવું છું શિર, શિર મેરે પ્યારે વ્હાલા૦સુ૦૫

સં. ૧૯૯૩ જે. સુ. ૫ રવિવાર, અજાણા.

卐 શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૧૪

## ૧૦ શ્રીશીતલનાથજીનું સ્તવન.

( ગઝલમાં )

શીતલ પ્રભુ પ્રાણથી પ્યારા, સેવક પર મ્હેર કરનારા;
ચરણ સેવા સદા આપો, ભવીનાં દુઃખ હરનારા. શીતલ૦ ૧
જગતમાં શાંતિ કરનારા, સકળ સંતાપ હરનારા;
કામાદિ દોષ તજનારા, ક્ષમાદિ ગુણ ધરનારા. શીતલ૦ ૨
તારકતા તુજની જાણી, શરણ ગ્રહ્યું નાથ ! મેં પ્યારા;
નિરમળ આત્મ કરનારા, અભયનાં દાન દેનારા. શીતલ૦ ૩
કોઈ નહિ તુજ વિણ તારક, દુઃખો વારો પ્રભુ ! મ્હારા;
અરજી આ ઉરમાં ધારી, ઉતારો દીન ભવપારા. શીતલ૦ ૪
સુરતરૂ કામધેનુ તું, સાગરવરગંભીરા પ્યારા;
નમું છું હું ચરણ તારા, કહે **મુનિબાલ** આધારા. શીતલ૦ ૫

સં. ૧૯૯૩ શ્રા. સુ. ૧ શનિવાર, બજાણા
卐 ભાવસાર તળસી વાલજીની પ્રેરણાથી.

૧૫

## ૧૧ શ્રીશ્રેયાંસનાથજીનું સ્તવન

( કવાલીમાં )

શ્રેયાંસ નાથ ભેટું, આનંદ ચિત્ત લૂંટું,
અપૂર્વ ગુણ ધારા, આનંદ કરનારા. શ્રેયાંસ૦ ૧
આતમ જ્યોતિ ધારા, આતમ રમનારા;
ભવી મન હરનારાં, દર્શન સુખકારા શ્રેયાંસ૦ ૨

ભવતાપ હરનારા, તુજને નમું હું પ્યારા;
સમચિત્ત ધરનારા, સંસાર તારનારા. શ્રેયાંસ૦ 3
મદ મોહ જિતનારા, પરમાર્થ સાધનારા,
હરો મનસ વિકારા, ભવિ દુઃખ કાપનારા. શ્રેયાંસ૦ ૪
જપું નિત્ય સુખકારા, નિવારો કર્મભારા;
તારક ચરણ આધારા, કરો **બાલ**ના ઉદ્ધારા. શ્રેયાંસ૦ ૫

સં. ૧૯૯૩ આ. સુ. ૯ રવિવાર, બજાણા
卐 શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૧૬

## ૧૨ શ્રીવાસુપૂજ્યજીનું સ્તવન

(ઉત્સવરંગ વધામણા–એ દેશી)

વાસુપૂજ્યજીને વિનવું, પ્રભુ અમ ઘેર આવો;
સેવક સ્વામી ભાવથી, નથી કોઈનો દાવો. વાસુ૦ ૧
વીતરાગ! આપ ચિત્તમાં, રહું દુર્લભ વાત;
પણ આપ મારા ચિત્તમાં, રહો જગતાત! વાસુ૦ ૨
મારૂં મન જો પ્રસન્ન તો, આપની પ્રસન્નતા;
આપશ્રીના પ્રસાદથી, હોય મનની સમતા. વાસુ૦ ૩
ઇંદ્ર પણ અસમર્થ છે, રૂપ લક્ષ્મી જોવાને;
શેષનાગ અશક્ત છે, તુમ ગુણ ગાવાને. વાસુ૦ ૪
આપની આણા પાળવા, અમ શક્તિ આપો,
લળી લળી નમું હું આપને, **બાલ** કર્મને કાપો. વાસુ૦ ૫

卐 સં. ૧૯૯૩ જે. સુ. ૩ શુક્રવાર, બજાણા.

૧૭

## ૧૩ શ્રીવિમલનાથજીનું સ્તવન

(ભેખરે ઉતારો રાજા—એ દેશી)

વિમલ જિણંદ કરૂં વિનતિ, સાંભળો જગદાધારજી;
શરણે આવ્યો છું હવે આપના, બાંહ્ય ધરીને ઉદ્ધારજી. વિ૦ ૧
સૂક્ષ્મ નિગોદમાં હું ભમ્યો, પામ્યો દુઃખ અપારજી;
પાષાણ ઘોળ નદી ન્યાયથી, જીવરાશિ વ્યવહારજી, વિમલ૦ ૨
સુર નર તિરી અને નારકી, થયો અનંતિ વારજી;
કામ ક્રોધ લોભ મોહથી, ગયા એળે અવતારજી. વિ૦ ૩
વિમલ વિમલમતિ આપની, કરતા જગ ઉપકારજી;
પૂરણાનંદી પરમાતમા, વંદું હું વારમવારજી. વિમલ૦ ૪
આજ દિવસ લગી મેં પ્રભુ, કીધા વાંક અપારજી,
બક્ષીસ ગુન્હા કરી **બાલના**, ઉતારો ભવપારજી. વિ૦ ૫

સં. ૧૯૯૩ અષાડ વ. ૧૩ બુધવાર, બજાણા.
卐 ભાવસાર તળસી વાલજીની પ્રેરણાથી.

૧૮

## ૧૪ શ્રીઅનંતનાથજીનું સ્તવન

(મથુરામાં ખેલ ખેલી—એ દેશી)

અનંતનાથ જિનરાયા હો દેવ! ત્રિભુવનરાયા,
ત્રિભુવનરાયા ત્રિભુવનરાયા. અનંત૦ (ટેક)
નાથ નિરંજન ભવભયભંજન.
શરણાગત સુખદાયા હો દેવ ત્રિભુવનરાયા. અનંત૦ ૧

ભવજલ તારણ દુઃખનિવારણ,
સુર નર જિન ગુણગાયા હો દેવ ત્રિભુવનરાયા. અનંત૦ ૨
પાપ પડલને દૂર કરનારા,
દશન અમૃત પાયા હો દેવ ત્રિભુવનરાયા. અનંત૦ ૩
જન્મ મરણના ફેરા નિવારી,
અજરામરપદ પાયા હો દેવ ત્રિભુવનરાયા. અનંત૦ ૪
કરૂણા સાગર જિન ! વંદન કરૂં છું,
**બાલમુનિ** ગુણગાયા હો દેવ ત્રિભુવનરાયા. અનંત૦ ૫

સં. ૧૯૯૩ અષાડ વદ ૧૪ ગુરૂ, બજાણા.
卐 તપોધન પૂજારી હરિશંકર ચતુરની પ્રેરણાથી.

૧૯

## ૧૫ શ્રીધર્મનાથજીનું સ્તવન

(રખિયા બંધાઓ ભૈયા–એ દેશી)

મૂરતિ ધરમજિન પ્યારી, મોહન ગા....રી....રે;
મોહન ગા....રી....રે, મૂરતિ ધરમ૦ મોહન૦ (ટેક)
આઠ કરમને વામી, શિવપુરના જે સ્વામી;
વંદું હું અંતરજામી, મોહન ગા....રી....રે. મૂરતિ૦ ૧
કષાયભાવ વારી, માયા મમતા મારી;
આતમતત્ત્વ વિચારી, મોહન ગા....રી....રે. મૂરતિ૦ ૨
ભવમાં ભમતો આયો, નાથ ! મેં દર્શન પાયો;
મૂરતિ જોઇ લોભાયો, મોહન ગા....રી....રે. મૂરતિ૦ ૩
નાથ! નિરંજન! પ્યારા, પ્રભુ! દુઃખ વારો મ્હારા;
શિવસુખના દેનારા, મોહન ગા....રી....રે. મૂરતિ૦ ૪

દયાળુ દિલધારી, અજ્ઞાન દુઃખ હારી;
**બાલ** કરો ભવપારી, મોહન ગા....રી....રે. મૂરતિ૦ ૫

સં. ૧૯૯૩ અષાડ વદ ૧૩ બુધ, બજાણા
શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૨૦

## ૧૬ શ્રી શાંતિનાથજીનું સ્તવન

( ધનભાગ્ય અમારે આંગણ્ આવ્યા–એ દેશી )

ધનભાગ્ય અમારે મંદિર આવ્યા, સોળમા શાંતિનાથ;
વધાવું આજ અર્ઘ્યનો થાળ, ભરી ભાવ સાથ. (ટેક)
ચંદ્ર સૂરજ સમ રૂપે જગપતિ, શાંતિના કરનાર;
ધર્મદાતા તારૂં દરિસન પ્યારૂં, નરનારી સુખકાર. વધાવું૦ ૧
જૈન ધરમનો જય વરતાવ્યો, ધન્ય! તુજ અવતાર;
શાંતિદાતા તારૂં શાસન લાગે, ભવિજનને હિતકાર. વધાવું૦ ૨
દાન શિયલ તપ ભાવે રમતા, આતમગુણ ભંડાર;
શર્મદાતા તું ભવિજનત્રાતા, મનવાંછિત દાતાર. વધાવું૦ ૩
સ્યાદ્વાદ સમ ધર્મપ્રરૂપક, જ્ઞાન દર્શન ધરનાર;
શ્રેયદાતા તું જગજનત્રાતા, ભવદુઃખને હરનાર. વધાવું૦ ૪
કર્મશત્રુ સમ કો નહિ શત્રુ, હણી થયા અરિહંત;
સૌમ્યતામાં પુનમશશિસમ, **બાલ** પૂજે ભગવંત. વ૦ ૫

સં. ૧૯૯૧ માહ વદ ૧ ભોમ, કચ્છ–નવાવાસ.
શા. લાલજી મોનજી તથા છગનશીવજીની પ્રેરણાથી.

## ૨૧

( ભેટી લઉં ભેટી લઉં એમ થાય છે—એ દેશી )

ભજી લઉં ભજી લઉં એમ થાય છે,
દીન બંધુ શાંતિનાથ શાંતિને કરે છે. (ટેક)
જે શાંતિ પ્રભુનું શરણ કરે છે, તેના સઘળા ભય દૂર થાય છે.
જે શાંતિ પ્રભુનું ધ્યાન ધરે છે, તેનાં સર્વ પાતકો છેદાય છે. દી૦ ૧
જે શાંતિ પ્રભુની ભક્તિ કરે છે, તેના તાપ ત્રિવિધ હણાય છે.
જે શાંતિ પ્રભુની સ્તુતિ કરે છે, તેની કીર્તિ દુનિયામાં ગવાય છે. ૨
જે શાંતિ પ્રભુની સેવા કરે છે, તેનાં સંકટ સર્વ પલાય છે.
જે શાંતિ પ્રભુની પૂજા કરે છે, તેનાં વિઘ્ન દારિદ્ર ચૂરાય છે. ૩
જે શાંતિ પ્રભુની આજ્ઞા ધરે છે, તેનાં ચારે ગતિનાં દુઃખ જાય છે.
જે શાંતિ પ્રભુનાં દર્શન કરે છે, તેના વાંછિત સર્વ પૂરાય છે. ૪
જે શાંતિ પ્રભુનું રટણ કરે છે, તેને સદાય શાંતિજ થાય છે.
'ૐ **શાન્તિ**' મંત્રને સદા જપે છે, તેથી **બાલ** ગોપાળ હરખાય છે.૫

સં. ૧૯૯૧ માગ. સુ. ૬ બુધવાર, કચ્છ—ખાડા.

## ૨૨

( એક સુખ પાયા મેંને, અંબાકે રાજમેં—એ દેશી )

શાંતિ પ્રભુજીરે, વિનતિ મોરી માનના (ટેક)
આજ મંગલ પાયા મેંને, પ્રભુકે દરબારમેં (૨);
શાંતિનાથ સુખદાયીરે, મંગલ મેરા કરના. શાંતિ પ્રભુ૦ ૧
આજ સરન પાયા મેંને, પ્રભુકે દરબારમેં (૨);
તરન તારન બિરૂદધારીરે, કલ્યાણ મેરા કરના. શાંતિ૦ ૨

આજ સુખ પાયા મેંને, પ્રભુકે દરબારમેં (૨);
જગતારક પ્રભુ વરોરે, સેવક સુખી કરના. શાંતિ૦ ૩
આજ શાંતિ પાઈ મેંને, પ્રભુકે દરબારમેં (૨);
જિનરાજ નિજાનંદીરે, અનાથ મુજે તારના. શાંતિ૦ ૪
આજ ભક્તિ પાઇ મેંને, પ્રભુકે દરબારમેં (૨);
અરિહંત દેવાધિદેવરે, દુઃખોકો મેરા કાટના. શાંતિ૦ ૫
આજ સેવા પાઈ મેંને, પ્રભુકે દરબારમેં (૨);
વીતરાગ લોકનાથરે, ભવોકા ફેરા ટાલના. શાંતિ૦ ૬
આજ દર્શન પાયા મેંને, પ્રભુકે દરબારમેં (૨);
પુનમશશિસમ પ્રભુરે, બાલેંદુ શાંતિ કરના. શાંતિ૦ ૭

સં. ૧૯૯૧ માહ શુદ ૧૨ શુક્રવાર, કચ્છ—નવાવાસ
શા. જેવત શિવજીના પ્રેરણાથી.

૨૩

( જૈન બંધુ આજે ચાલો સર્વે સાથે—એ દેશી )

ચેતનરાય ! આજે ચાલો ભાવ સાથે,
શાંતિજીનાં દરિસન કરવાને માટે. (ટેક)
શાંતસુધારસ દીપતારે, ભયભંજન ભગવંત. દરિસન૦ ચેત૦ ૧
અભયદાન ને શરણદાતારે, ભવભંજન ગુણવંત દરિ૦ ચેતન૦ ૨
આનંદનિધિ બોધિદાતારે, પારસમણિ બલવંત. દરિ૦ ચેતન૦ ૩
સમતાસાગર ધર્મદાતારે, ચિંતામણિ જ્ઞાનવંત. દરિ૦ ચેતન૦ ૪
ત્રિભુવન વંદન માર્ગદાતારે, સુરતરૂ વિનયવંત. દરિ૦ ચેતન૦ ૫
જગદિવાકર શાંતિદાતારે, ઉપકારી મહિમાવંત દરિ૦ ચેતન૦ ૬
જિનમંદિરે બિરાજતારે, શાંતિનાથ દુઃખહંત. દરિ૦ ચેતન૦ ૭

શાસનનાયક સુખદાતારે, **બાલ** નમે અરિહંત. દરિ૦ ચેતન૦ ૮

સં. ૧૯૯૩ ના ચૈત્ર શુદ ૪ બુધવાર, બજાણા.

શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

## ૨૪

( મારો વ્હાલોજી વસેછે વિમળાચળેરે–એ દેશી )

પ્યારા શાંતિ પ્રભુને ભાવે વંદીએરે, જેથી ભવદુઃખ દૂરે પલાય

મારો વ્હાલોજી વસેછે મનમંદિરે રે. (ટેક)

સાખી

જય જય કરૂણાનિધિ !, જય જય ત્રિભુવનનાથ !;

જય જય જગચૂડામણિ !, જય જય ભવિજનનાથ !. પ્યારા૦ ૧

સાખી

જયજય મંગલદાયક !, જયજય ગુણમણિખાણ !;

જયજય શાંતિદાયક !, જયજય જગના ભાણ !. પ્યારા૦ ૨

સાખી

જયજય જગચિંતામણિ !, જયજય ગુણભંડાર !;

જયજય સમકિત દાયક !, જયજય સુખભંડાર !. પ્યા૦ ૩

સાખી

ધન્ય વરસ ધન્ય માસ એ, ધન્ય પખ ધન્ય યામ;

ધન્ય દિવસ ધન્ય તે ઘડી, અવતરીયા જગસ્વામ. પ્યા૦ ૪

સાખી

પરમપુરૂષ પરમેશ્વર, વળી મુખ છે પુનમચંદ;

**બાલ** વંદન કરે લળીલળી, સેવે સુરનરવૃંદ. પ્યા૦ ૫

સં. ૧૯૯૩ ચૈત્ર વદ ૭ રવિવાર, બજાણા

ભાવસાર તળસી વાલજીની પ્રેરણાથી.

૨૫

( શા માટે શ્રમ કરે સતી, તુજ પતિભક્તિ સાચી–એ દેશી )

શાંતિ પ્રભુજી પ્યારા જગમાં, સદાય સુખકારા;
રહો અંતર પ્રભુ ! મ્હારા. (ટેક)

સાખી

રટણુ શાંતિ કરણુ પ્રભુ !, સમરૂં તારૂં નામ;
નામ જપે પાતક ટળે , મ્હારે એહીજ કામ.

ચાલ

દીનદયાળ ! જગહિતકારા !, આતમ બળથી મોહજિતનારા !;
કૃપાનાથ ! મમ પ્રાણુનાથ !, પ્રભુ ! તુંહી તુંહી પ્યારા. રહો૦ ૧

સાખી

નહિ રત્ન નગ નગ વિષે, તેમ દુર્લભ જિનરાય;
લાગે મુજ મન મીઠડો, મન તૃપ્તિ નવ થાય.

ચાલ

આત્મવિલાસી ! ગુણુભંડારા !, મનવિસરામી ! ભવદુઃખહારા !;
કૃપાનાથ ! મમ પ્રાણુનાથ ! પ્રભુ ! તુંહી તુંહી પ્યારા. રહો૦ ૨

સાખી

ઉપકારી જગજીવ તું, દુઃખી દુઃખ હરનાર !;
ગર્ભગતે શાંતિ કરી, વાર્યો રોગ વિકાર.

ચાલ

જ્ઞાન દરિસન ચારિત્ર ધારા ! કર્મ કલંક રિપુ હરનારા !;
કૃપાનાથ ! મમ પ્રાણુનાથ ! પ્રભુ ! તુંહી તુંહી પ્યારા. રહો૦ ૩

સાખી

શ્રીજિનવર દરસન મળ્યું, ફળી મનોરથ માળ;
મુજ આંગણે સુરતરૂ ફળ્યો, ભાંગી ભવજંજાળ.

ચાલ

તું જગત્રાતા ! જગદાધારા !, અનુપમ સમતા ગુણધરનારા ! ;
કૃપાનાથ ! મમ પ્રાણનાથ !, પ્રભુ ! તુંહી તુંહી પ્યારા. રહો૦ ૪

સાખી

મનમંદિર જિનરાજને, રટી રહ્યો દિનરાત;
પુનમશશીના બાલને, આપો શાંતિ વિખ્યાત.

ચાલ

ચરણે આવ્યો પ્રભુ ! તમારા, બાલ નમે છે વારમવારા;
કૃપાનાથ ! મમ પ્રાણનાથ ! પ્રભુ તુંહી તુંહી પ્યારા. રહો૦ ૫

સં. ૧૯૯૪ કારતક વદ ૧૪ બુધ, બજાણા
卐 શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૨૬

## ૧૭ શ્રી કુંથુનાથજીનું સ્તવન

( રાગ–ધનાશ્રી, દેશી–ભવજલપાર–એ દેશી )

વંદું હું વારંવાર હે કુંથુજિન !, વંદું હું વારંવાર. (ટેક)
લાખ ચોરાસીના ફેરા ટાળો, આવ્યો તુજ દરબાર. હેકુંથુ૦ ૧
લોક કલ્યાણકર ભાવના રસિયા, મુજ જીવન આધાર. હેકુંથુ૦ ૨
આતમરામી મનવિસરામી, આતમરિદ્ધિ દેનાર. હેકુંથુ૦ ૩
દર્શન જ્ઞાન ને ચારિત્ર આપો, નિવારો કર્મનો ભાર. હેકું૦ ૪
ભવોભવ આપની સેવા આપો, બાલ ઉતારો ભવપાર. હેકું૦ ૫

卐 સં. ૧૯૯૩ જેઠ વદ ૭ બુધ, બજાણા

૨૭

## ૧૮ શ્રીઅરનાથજીનું સ્તવન.

( કાલી કમલીવાલે—એ દેશી )

પ્યારા શ્રીઅરનાથ, જિનને વંદુ વાર હજાર;
પ્રભુને વંદુ વાર હજાર. (ટેક)
ચંદ્ર સૂરજસમ કાંતિ સોહે, ભવિજનના મનડાને મોહે;
દર્શન આનંદકાર, જિનને વંદુ વાર હજાર. (૨) ૧
ભવ્યજનોના ભવ હરનારા, ત્રણ ભુવનમાં સુખકરનારા;
ભવજલ તારણહાર, જિનને વંદુ વાર હજાર (૨) ૨
મંગલ મૂરતિની બલિહારી, હર્ષથી વંદે સુરનર નારી
વાણી આનંદકાર, જિનને વંદુ વાર હજાર (૨) ૩
શાસનનાયક તું જગદીવો, જગજનજીવન ચિરંજીવો;
આતમને હિતકાર, જિનને વંદુ વાર હજાર (૨) ૪
આપ ચરણની સેવા માગું, દીનબંધુ! તુમ ચરણે લાગું;
**બાલ** કરો ઉદ્ધાર, જિનને વંદુ વાર હજાર (૨) પ્યા૦ ૫

卐 સં. ૧૯૯૩ જેઠ વદ ૩ શનિ, બજાણા

૨૮

## ૧૯ શ્રીમલ્લિનાથજીનું સ્તવન

(સખી કાંટો લાગ્યો છે મારે કાળજે—એ દેશી)

મલ્લિજિણંદ ! શાંતિ આપજો,
કાપજો મારા ભવોદધિના પાપરે. દયાળુ દેવા! મલ્લિ૦ (ટેક)
વીતરાગદેવને વંદુ સદા (૨),

બાલબ્રહ્મચારી જગખ્યાતરે. દયાળુ દેવા ! મલ્લિ૦ ૧

અચળ અમળ ને અકળ તું (૨),

કષાયમોહ નથી લવલેશરે. દયાળુ દેવા ! મલ્લિ૦ ૨

સર્પ ડસ્યો છે મને ક્રોધનો (૨),

રગે રગે વ્યાપ્યું તેનું વિષરે. દયાળુદેવા ! મલ્લિ૦ ૩

માન પત્થર સ્થંભ સારિખો (૨),

મને કીધો જડમાનવાનરે. દયાળુ દેવા ! મલ્લિ૦ ૪

માયા નાગણ વળગી મને (૨),

આપ વિના કોણ છોડાવણ હારરે. દયાળુ દેવા ! મલ્લિ૦ ૫

લોભ સાગરમાં હું પડયો (૨),

ઉભાગ્યોછું ભવદુઃખ અપારરે. દયાળુ દેવા ! મલ્લિ૦ ૬

આપ શરણે હવે આવીયો (૨),

રક્ષણ કરો મુજ જગનાથરે. દયાળુ દેવા ! મલ્લિ૦ ૭

અરજી સ્વીકારી આ દાસની (૨),

જ્ઞાનદીપક દેજો બાલ હાથરે. દયાળુ દેવા ! મલ્લિ૦ ૮

સં. ૧૯૯૩ જે. વ. ૮ બુધ, બજાણા.

卐 સુનંદાશ્રીજી તથા અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૨૯

## ૨૦ શ્રી મુનિસુવ્રતજીનું સ્તવન

( માન માયાના કરનારારે—એ દેશી )

મુનિવ્રત જિનરાયારે, નમું શાંતિકારક સુખદાયા;

ભવિતારક બિરૂદ ધરાયારે. નમું શાંતિ૦ (ટેક)

જન્મ જરા ને મરણનિવારક, આતમજ્ઞાને ભરીયા;
બલિહારી પ્રભુ તમારા નામને, વારીજાઉં ગુણ દરીયારે ન૦ ૧
વસ્તુતત્ત્વનો પ્રકાશ કરતા, સુરનર પૂજિત પાયા;
કર્મ ગજેન્દ્રની ઘટા નિવારી, મૃગપતિ સમ જિનરાયારે. નમું૦ ૨
સર્વગુણોદધિ ચંદ્રમા જિનજી, દેવોમાં દેવ કહાયા;
આતમરંગમાં ભંગ ન પાડયો, મ્હાલ્યા અચલ સુખરાયારે. ન૦ ૩
વહી ગયા કાળચક્ર અનંતા, ભેટ્યા આભવ મહારાયા;
મ્હેર કરો પ્રભુ ! દીન સેવક પર, ચરણે પ્રેમ લગાયારે. ન૦ ૪
નિશ્ચય વ્યવહારે પ્રભુને પૂજતાં, પાતક જાય દુઃખદાયા;
અરિહંતાદિની આરાધનાથી, 'બાલ વરે શિવરાયારે. ન૦ ૫

સં. ૧૯૯૩ જેઠ સુદ ૬ સોમવાર, બગ્નણા
卐 શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૩૦

## ૨૧ શ્રી નમિનાથજીનું સ્તવન

( લાલ ગુલાબી આંગી બનીરે–એ રાગ )

બાર ગુણે કરી શોભતારે, પ્રભુ શ્રીનમિનાથ હોલાલ. બાર૦
લક્ષણ હજાર ઉપરેરે, અષ્ટ દીપંતા નાથ હોલાલ. બા૦ ૧
ચંદન સમ જે શીતળ છે રે, ભવિ તારક નાવ હોલાલ. બા૦
દયા ધર્મનું મૂળ છે રે, ઉપદેશક ભાવ હોલાલ. બા૦ ૨
જીવ સ્વરૂપને પામીયારે, નહિ કર્મ વિકાર હોલાલ, બા૦
નિજ ગુણે કરી રાજતારે, આત્મતણો આધાર હોલાલ. બા૦ ૩
વંદન કરૂં છું ભાવથીરે, વાર્યો મોહજંજાળ હોલાલ. બા૦
દર્શન દીજે મયા કરીરે, કર્મ સંચિત બ્હાળ હોલાલ. બા૦ ૪

નાડ લીધી કર દાસનીરે, જગ તારણુ હાર હોલાલ. બા૦
હોદ્દો આ..પો શિવપુરનોરે, પામ્યા ભવનો પાર હોલાલ. બા૦ ૫

સં. ૧૯૯૩ જેઠ વદ ૧૦ ગુરૂવાર, અજાણા
卐 શા. અમુલખ જેઠાલાલ તથા નરોત્તમ મણિલાલની પ્રેરણાથી.

## ૩૧

## ૨૨ શ્રી નેમિનાથજીનું સ્તવન.

(રાગ--માઢ, દેશી—વાસુપૂજ્ય વિલાસી.)

શ્રીનેમિ જિનેશ્વર છો જગદીશ્વર વંદીએ વારંવાર,
જગતના આધાર ધર્મના દાતાર વંદીએ વારંવાર. (ટેક)

બાલ બ્રહ્મચારી નેમિજિનેશ્વર, નિરખત નયનાનંદ;
લક્ષણ લક્ષિત નિજવપુથી, સાધ્યું પૂર્ણાનંદરે. શ્રી૦ ૧
ચંદન સમાન શાંતિ કરનારા, હર્તા કર્મના વૃંદ;
દ્રષ્ટિ સુધાસસ વદન મનોહર, સેવે સુરનર વૃંદરે. શ્રી૦ ૨
પરમ કૃપાળુ પરમ દયાળુ, સ્વભાવે પરમાનંદ;
પરમ પુરૂષ પરમ પ્રધાન, કેવલ જ્ઞાનાનંદરે. શ્રી૦ ૩
ભવ બીજરૂપ રાગ દ્વેષને, આપે કીધા દૂર;
અગમ અગોચર અમર વિભુ, આવ્યો શરણે હજૂરરે. શ્રી૦ ૪
પુનમચંદ્ર સમ યશકીર્તિ, મન મધુકર અરવિંદ;
બાલચંદ્ર સમ ચડતી છે કળા, પૂજીએ પાદારવિંદરે. ૫

સં. ૧૯૯૧ વૈ. વદ ૭ શુક્ર, કચ્છ—તુંબડી.
શા. નરસી હીરા પૂજારીની પ્રેરણાથી.

## ૩૨

(માયા તોરી લાગીરે જિણંદજી—એ દેશી)

બાલ બ્રહ્મચારી શ્રી નેમિજિણંદજી,
દર્શનથી આનંદ થાયરે, માયા તોરી લાગીરે જિણંદજી. (ટેક)
ચાર અતિશય મૂળથી જિણંદજી, ઓગણીશ દેવના કીધરે. મા૦
કર્મ અગ્યાર ખપ્યાથી જિણંદજી, પ્રગટયો છે મહિમા ભાવરે. મા૦ ૧
ચોત્રીશ અતિશય દીપતા જિ૦, ધન્ય જીવન જિનરાજરે. મા૦
કરૂણાસાગર ગુણ દરિયા જિ૦, જિન શાસન શિરતાજરે. મા૦ ૨
મંગલ મૂરતિ આપની જિ૦, કરે છે કર્મનો અંતરે. મા૦
શાંતિદાયક અરિહંત જિ૦, લળી લળી નમું ભગવંતરે. મા૦ ૩
મારૂં મન ગુણીગુણ ગાવા જિ૦, તળસી રહ્યું છે અતિભારરે. મા૦
બાલ સાગરને માપે જિ૦, કલમ તેમ કર ધારરે. મા૦ ૪
મનકમળમાં વસિયા જિ૦, આપ મુજ હૃદયના હારરે. મા૦
નિશદિન ઘટમાં ધ્યાવું જિ૦, બાલને આપનો આધારરે. મા૦ ૫

卐 સં. ૧૯૯૩ વૈ. વદ ૧૧ શનિવાર, અજાણા.

## ૩૩

## ૨૩ શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

(વીર કુંવરની વાતડી કેને—એ દેશી)

પાર્શ્વ જિણંદને પ્રીતથી નિત્ય વંદું, હાંરે નિત્ય વંદુંરે નિત્ય વંદું;
હાંરે કીધા પાપ તે સર્વ નિકંદું, હાંરે કરી દરિસણ આજ. પા૦ ૧
વણારસી નગરી અતિમનોહારી, હાંરે સહુ જનને અતિ સુખકારી;
હાંરે અશ્વસેનરાય ઘરનારી, હાંરે વામા દેવીના નંદ. પા૦ ૨

તસ કુખે પ્રભુ પાર્શ્વજી અવતરીયા. હાંરે ત્રણ જ્ઞાને કરીને ભરીયા;
હાંરે પૂર્ણ ગુણતણા છે દરીયા, હાંરે જનમ્યા શુભ દિન. પા૦ ૩
જન્મ ઓછવ હરિ મેરૂએ જઈ કરતા, હાંરે ઇંદ્ર ચાર રૂપને ધરતા;
હાંરે નીરે નિરમળ કળશો ભરતા, હાંરે કરતા અભિષેક. પા૦ ૪
સંજમ વેળા સુરપતિ ભાવે આવે, હાંરે પ્રભુ હાથે દાન દેવરાવે;
હાંરે રાય દીક્ષા ઓછવ કરાવે, હાંરે કરે સહુ ગુણગ્રામ. પા૦ ૫
ચારિત્રરત્નથી નાથજી અતિદીપે, હાંરે કામ ક્રોધાદિ શત્રુને ઝીપે;
હાંરે મમતા માયા અતિ છીપે, હાંરે કીધો કર્મનો ધ્વંસ. પા૦ ૬
નિર્મળ કેવળ જ્ઞાનને પ્રભુ પામી, હાંરે થયા મુક્તિ રમણીના સ્વામી;
હાંરે પૂનમશશીને શિરનામી, હાંરે તા'રો **બાલ**ને નાથ! પા૦ ૭

સં. ૧૯૭૯ વૈ. શુ. ૩ ગુરૂ. અમદાવાદ.

## ૩૪

( ભંમરીયા કૂવાને કાંઠડે—એ દેશી )

પાર્શ્વ પ્રભુને હું તો પૂજું વારોવાર, ભવવારિધિ પૂજતાં તરાયરે;
અમર થઇ બેસું ભવકાંઠડે હોલાલ. (ટેક)
પ્રભુ! ક્રોધ શત્રુને જીતીયોરે લાલ, પ્રભુ! શાંતિદાતાથી તરાયરે. અ
પ્રભુ! માનશત્રુને જીતીયોરે લાલ, પ્રભુ વિનયદાતાથી તરાયરે. અ૦
પ્રભુ! માયારિપુને જીતીયોરે લાલ, પ્રભુ! ઋજુદાતાથી તરાયરે. અ
પ્રભુ! લોભ શત્રુને જીતીયોરે લાલ, પ્રભુ! સંતોષદાતાથી તરાયરે. અ૦
પ્રભુ! દાનધરમને પાળીયોરે લાલ, પ્રભુ! અભયદાતાથી તરાયરે. અ
પ્રભુ! શીલધરમને પાળીયોરે લાલ, પ્રભુ! સંજમદાતાથી તરાયરે. અ૦

પ્રભુ ! તપધરમને પાળીયોરે લાલ, પ્રભુ ! સમતાદાતાથી તરાયરે;
પ્રભુ ! ભાવધરમને પાળીયોરે લાલ, પ્રભુ! ધર્મદાતાથી તરાયરે. અ૦૪
પ્રભુ ! સર્વગુણોથી શોભતારે લાલ, પ્રભુ ! માર્ગદાતાથી તરાયરે. અ૦
પ્રભુ ! **બાલચંદ્ર**ને તારજોરે લાલ, પ્રભુ! શરણદાતાથી તરાયરે. અ૦૫

સં. ૧૯૯૧ વૈ. વદ. ૯ રવિવાર, કચ્છ–તુંબડી

૩૫

( મધુરીસી મોરલી બજાવરે કાનૈયા–એ દેશી )

પાર્શ્વજિન પુરિસાદાણી રે મનવા !, વંદામિ કેવલનાણી રે મનવા!
જગજીવન જગનાથ રે મનવા !, ભવોભવ હો મારા નાથ. રે૦પા૦૧
દિનકર! મોહતિમિરના રે મનવા!, વિભસિત ભવિ કમલોના રે૦
ધરમની દેશના દેતા રે મનવા !, જગતમાં શાંતિના કરતા રે૦પા૦૨
દોષો અઢારે રહિત રે મનવા !, અનંત આતમગુણ સહિત રે૦
સંસાર સાગરમાં જહાજ રે મનવા!, જન્મ સફળ થયો આજ રે૦પા૦૩
સર્વથા જીવન નિરદોષ રે મનવા!, જગતજીવોપર તોષ રે મનવા!
ત્રિભુવનજન સુખકારી રે મનવા !, કરૂણાનિધિ ઉપકારી રે મનવા પા૦૪
દર્શન કીધે પાપ જાય રે મનવા !, સેવું હું પ્રભુના પાય રે મનવા!,
પાર્શ્વનાથ ભવભય હરણરે મનવા!, **બાલચંદ્ર** જિનપાય શરણ રે૦પા૦

સં. ૧૯૯૩ માગ. વ. ૧૦ ગુરૂવાર, ધ્રાંગધ્રા
શા. રમણિકલાલ કેશવજીની પ્રેરણાથી.

૩૬

( તુંહીને મુઝકો પ્રેમ શિખાયા–એ દેશી )

**પાર્શ્વ પ્રભુ ! હું શરણ તમારે, તુમવિણ ભવદધિ કોણ ઉતારે. (ટેક)**
**ભૂલ્યો માર્ગ કેમ થાઉં કિનારે, કષ્ટવિકટ આ કોણ નિવારે;**
**તું સુખકારે ઈષ્ટ હમારે, જીવનનૈયા તાર હમારી જીવન૦ પા૦ ૧**

શાંતસ્વરૂપી આનંદકારે, તુજ વિણ દેવ નહિ છે મ્હારે;
તું સુખકારે ઇષ્ટ હમારે, જીવનનૈયા તાર હમારી જીવ૦ પા૦ ૨
કરૂણાસાગર ! આત્મ આધારે, સેવકનાં તુમ દુઃખનિવારે;
તું સુખકારે ઇષ્ટ હમારે, જીવનનૈયા તાર હમારી૦ પા૦ ૩
સાર કરો નાથ ! મ્હારી વ્હારે, પાપતિમિરને હરજો વ્હારે;
તું સુખકારે ઇષ્ટ હમારે, જીવનનૈયા તાર હમારી૦ પા૦ ૪
કાષ્ટ નાવ સમ પાર ઉતારે, **બાલ** નમે તુમ વાર હજારે;
તું સુખકારે ઇષ્ટ હમારે, જીવનનૈયા તાર હમારી૦ પા૦ ૫

સં. ૧૯૯૫ અષાડ સુદ ૫ ગુરૂ, અમદાવાદ

૩૭

( છે વશીકરણ વનિતામાં–એ દેશી )

છે વશીકરણ પારસમાં, હાંહાં–છે વશીકરણ પારસમાં (ટેક)
મોટા મોટા મુનિવર મોહ્યા, ચમતકાર જિનવરમાં;
સુરનર સેવિત વાંછિતદાતા, રાખું આત્મકમળમાં. છે વશી૦ ૧
કર્મ કલંકને ચૂરતિ મૂરતિ, વસતી ભવિહૃદયમાં;
મલીન હૃદયને વિશુદ્ધ કરતી, ધરતી ભાવ અંતરમાં. છે વશી૦ ૨
શાંત મનોહર આપની મુદ્રા, સંસાર નાટક ઘરમાં;
સાગર દિલ ગાગરમાં ભરવા, આવ્યો દાસ ચરણમાં. છે૦ ૩
જેમ ઇલિકા ધ્યાનથી ભમરી, ભમરી હોવે જગમાં;
તેમ જીવ જિનધ્યાનના યોગે, પામે પદ સહજમાં. છે૦ ૪
કલ્યાણના ઘર મંગલના ઘર, ધરો સેવકને ઘટમાં;
પુરિસાદાણી પાર્શ્વનાથને, **બાલ** નમે ચરણોમાં. છે૦ ૫

સં. ૧૯૯૩ ચૈત્ર વ. ૦)) સોમ, બજાણા

卐 શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

૩૮

## ૨૪ શ્રીમહાવીરસ્વામીનું સ્તવન

( શી કહું કથની મારી હો રાજ–એ દેશી )

શી કરૂં કીરતિ ત્હારી હો વીર ! શી કરૂં કીરતિ૦ (ટેક)
જગચિંતામણિ ! જગતના ગુરૂ !, જગબાંધવ ! જગનાથ !;
જગતચૂડામણિ ! જગતઉદ્ધારક !, જગપાલક ! જિનનાથ ! હો૦ ૧
જગજનસજ્જન ! જગઉપકારી !, જગતવત્સલ ! જયકાર !;
જગહિતકારક ! જગજનતારક !, જગતજંતુ સુખકાર !. હોવીર૦ ૨
જગતઇશ્વિર ! જગપરમેશ્વર !, જગજન રક્ષણહાર;
જગતભાવનું જાણે સ્વરૂપ તું, જગતતાત ! દુઃખહાર !. હોવીર૦ ૩
અશરણશરણ ! ભવભયભંજન !, પરમદયાળ ! તુંહી દેવ !,
ભવસિંધુમાં અનાથનો નાથ ! તું, કરૂણાબંધુ !.જગદેવ !. હોવી૦ ૪
મારા રે મુખમાં એક જ જીભડી, કહી ન શકું ગુણ ત્હારા;
પુનમચંદ્ર સમકીર્તિ ત્હારી પ્રભુ !, બાલ નમે પાય ત્હારા. હો૦ ૫

સં. ૧૯૯૧ ફા. વદ ૧૧ શનિવાર, કચ્છ–કોડાય
શેઠ રવજીભાઈ એરાજની પ્રેરણાથી.

૩૯

( રાગ–કલ્યાણ, દેશી–આવો આવો આમ હે બાળકો–એ દેશી )

આજ ભાવ સાથ, હું વંદું જોડી હાથ;
વિશ્વ ઉપકારી શ્રી વીરજિનનાથ. (ટેક)
જો જો પ્રભુની પ્રતિમા કેવી, શાંતિમય દેખાય;
નિરખે ભવનાં પાતકડાં, પ્રભુજીને ચાલ્યાં જાય. આજ૦ ૧

પ્રભુને જોતાં મનડું મ્હારૂં, અતિ ઘણું ફૂલાય;
ફળ થયો પ્રભુ! દિવસ આજનો, ધન ધન તુજ મહિમાય. ૨

કર્મકલંક નિવારક જિનજી, સેવકને તું તાર;
અશરણશરણ! જગજનતારણ!, થયો સફળ મુજ અવતાર. ૩

જિનવરદેવને નમન કર્યાથી, સમકિતનો લાભ થાય;
રમ અને દુઃખ નાશથકી પ્રભુ!, મરણ સમાધિ થાય. આ૦ ૪

શાસનનાયક! શિવસુખદાયક!, તું પ્રભુ! અંતરજામી!;
નેમચંદ્ર ચરણકમળમાં, બાલ નમે શિરનામી. આજ૦ ૫

સં. ૧૯૯૧ ભાદવદ ૭ સોમ, કચ્છ–નવાવાસ
卐 શા. રામજી રતનસીની પ્રેરણાથી.

## ૪૦

## અંજારમંડન શ્રીવાસુપૂજ્યજીનું સ્તવન

( રાગ–સારંગ, દેશી–માતા મરૂદેવીના નંદ )

તમે તો ભલે બિરાજોજી,
અંજાર શહેરમાં વાસુપૂજ્ય ભલે બિરાજોજી;
તમે તો ભલે બિરાજોજી તમે તો ભલે બિરાજોજી,
અંજાર શહેરમાં વાસુપૂજ્ય ભલે બિરાજોજી. (ટેક)

મંગલઆગર કરૂણાસાગર, સાગર જેમ ગંભીર;
જગતના આધાર દીનદયાળુ, ઉતારો ભવજલ તીર. તમે૦ ૧

નાથ નિરંજન ભવભયભંજન, શરણાગત આધાર;
તરણ તારણ બિરૂદ ધરાવો, વંદુ હું વારંવાર. તમે૦ ૨

નિરવિકારી શાંતમનોહર, મુદ્રા નિરખી આજ;
એહવી અન્ય દેવની જગમાં, દીઠી નહિ જિનરાજ ! તમે૦ ૩
ચંપાનગરી ઇખ્ખાગુ વંશીય, પિતાશ્રી વસુપૂજ્ય;
આનંદદાયક જયા માતાના, સમરૂં અહોનિશ તુજ. તમે૦ ૪
પુનમશશીસમ મુખમનોહર, નિરખી હર્ષ અપાર;
કેવલજ્ઞાન અનંત ગુણાકર, **બાલશશી** સુખકાર. તમે૦ ૫
સંવત ઓગણીશ બાણું સાલે, માઘ શુદિ પાંચમ;
વાસુપૂજ્યનાં દરિસન કરીને, માગું હું ગતિ પંચમ. તમે૦ ૬

સં. ૧૯૯૨ વસંત પંચમી ભોમ, કચ્છ—ગળપાધર, મોખાણાવાળા
卐 સંઘવી રાઘવજી પાસવીરની પ્રેરણાથી.

૪૧

## શ્રીશાંતિનાથ-પાર્શ્વનાથજીનું સ્તવન

(મારૂં વતન—એ દેશી)

શાંતિનાથજીને કરૂં નમન હાં,
પાર્શ્વનાથજીને કરૂં નમન હાં. (ટેક)
કર્મરિપુવારક, આતમ સાધક; ધર્મચક્રીને કરૂં નમન હાં. શાં૦ ૧
શાંતિના કરનાર, ભવદુઃખ હરનાર; ધર્મનાયકને કરૂં નમન હાં. ૨
સગભયવારક, જગઉપકારક; ધર્મસારથીને કરૂં નમન હાં. ૩
ગુણગણખાણી, નાથ શિવરાણી; જગદીપકને કરૂં નમન હાં. ૪
દુઃખિજનવત્સલ, ભવિજન મંગલ; શાસનપતિને કરૂં નમન હાં. ૫
**બાલ**—કલંકહારી, તુમ નામે જાઉંવારી; વિશ્વબંધુને કરૂં નમન હાં. ૬

卐 સં. ૧૯૯૩ પોષ વદ ૧૧ રવિ, ધ્રાંગધ્રા

## શ્રી ચોવીશ તીર્થંકરનો રાસડો. (૧)

( આશા ભર્યાંરે અમે આવીયા—એ દેશી )

વ્હાલા જિનેશ્વરને ભેટવા, અમે આવ્યા પ્રભુજીની પાસરે;
આવ્યા અમે આશા ભર્યાંરે, આશા ભર્યાં રે અમે આવીયા ને.
મ્હારે વ્હાલે પૂરી છે આશરે. આવ્યા અમે૦ (ટેક)
સોનાનો સૂરજ ઉગીયો ને, અમે ભાવે વાંદ્યા જિનરાજરે. આ૦
મોહન મૂરતિ દેખતાં, મારાં પાપ ધોવાયાં આજરે. આવ્યા૦ ૧
પહેલા ઋષભદેવને વાંદસું ને વળી, બીજા અજિતનાથદેવરે. આ૦
ત્રીજા સંભવનાથને વાંદસું ને વળી,ચોથા અભિનંદન દેવરે. આ૦ ૨
પાંચમા સુમતિનાથને વાંદસું ને વળી, છઠ્ઠા પદ્મપ્રભદેવરે. આ૦
સાતમા સુપાર્શ્વનાથને વાંદસું ને વળી, આઠમા ચંદ્રપ્રભદેવરે. ૩
નવમા સુવિધિનાથને વાંદસું ને વળી, દશમા શીતલનાથદેવરે.
અગ્યારમા શ્રેયાંસનાથને વાંદસું ને વળી, બારમા વાસુપૂજ્યદેવરે. ૪
તેરમા વિમલનાથને વાંદસું ને વળી, ચૌદમા અનંતનાથદેવરે.
પંનરમા ધર્મનાથને વાંદસું ને વળી, સોળમા શાંતિનાથદેવરે. ૫
સત્તરમા કુંથુનાથને વાંદસું ને વળી, અઢારમા અરનાથ દેવરે.
ઓગણીશમા મલ્લિનાથને વાંદસું ને વળી,વીશમા મુનિસુવ્રતદેવરે.૬
એકવીશમા નમિનાથને વાંદસુ ને વળી, બાવીસમા નેમનાથદેવરે.
ત્રેવીશમા પાર્શ્વનાથને વાંદસું ને વળી, ચોવીસમા વર્ધમાનદેવરે. ૭
શ્રીપુનમશશી જિનરાજને, **મુનિબાલ** નમે છે વારોવારરે.
વિક્રમચંદ્રનિધિ એકાણુંએ, શુદ ચૈત્રી આઠમ ગુરૂવારરે. આવ્યા૦ ૮

સં. ૧૯૯૧ ચૈત્ર શુ. ૮ ગુરૂવાર, કચ્છ—તુંબડી.

卐 શા. ભાણજી નથુ પૂજારીની પ્રેરણાથી.

## શ્રી અરિહંતદેવની આરતિ (૨)

(જયદેવ જયદેવ—એ દેશીમાં)

જગતગુરૂ જગનાથ, જગજન ઉપકારી (પ્રભુ૦૨)
ઋષભ જિનેશ્વર પ્યારા (૨), જગજન હિતકારી.
જયો જયો મહા—જગદેવો. (ટેક) ૧
શરણાગત આધાર, ધર્મપ્રાણધારી. (પ્રભુ૦૨)
શાંતિ જિનેશ્વર પ્યારા (૨), સેવક દુઃખવારી. જયો૦ ૨
જીવદયા પ્રતિપાળ, શીલસનાહધારી (પ્રભુ૦૨)
નેમિ જિનેશ્વર પ્યારા (૨), ત્રિભુવન જયકારી. જયો૦ ૩
તારણ તરણ જહાજ, અપૂર્વ ચમતકારી (પ્રભુ૦૨)
પાર્શ્વ જિનેશ્વર પ્યારા (૧), આતમગુણધારી. જયો૦ ૪
જગતપિતા ભગવાન્, સમતા ગુણધારી (પ્રભુ૦૨);
વીર જિનેશ્વર પ્યારા (૨), મોહરિપુવારી. જયો૦ ૫
વદન પુનમચંદા, બાલ—કલંકહારી (પ્રભુ૦૨);
ચોવીશ જિનેશ્વર પ્યારા (૨), આરતિ સુખકારી. જયો૦ ૬

સં. ૧૯૯૧ શ્રા. વદ ૮ બુધવાર, કચ્છ—તુંબડી
卐 વેદાંત પ્રાગજી શામજીની પ્રેરણાથી.

## શ્રીઅરિહંતદેવનો મંગળ દીવો (૩)

(ભલું થયું ને અમે—એ દેશી)

મનમંદિરમાં દીવડો કરવા, શિવસુંદરીને વરવારે;
મંગળ દીપક પ્રભુજીની આગળ, કેવલરત્નને શોધવારે.
ભલું થયું ને ઘેર પ્રભુજી પધાર્યા, ધન્યધન્ય દિવસ આજનોરે. (ટેક)૧

વિવેકથી દ્રવ્યદીપક કરતાં, દ્રવ્યતિમિર દુઃખ જાયરે;
ભાવદીપક ભવિ ! પ્રગટ થતાં, ભાવતિમિર દૂર થાયરે. ભ૦ ૨
તેણે કારણ મંગળદીપક, પાપ–પતંગ પડંતરે;
આશય શુદ્ધથી જિનને પૂજતાં, મોહ ભુજંગ ભગંતરે. ભલું૦ ૩
જિનને પૂજતાં જિન થવાય, ભાવના સિદ્ધિ હોયરે;
એકને જીતતાં સર્વ જીતાય, શૂરવીર તે જગ હોયરે. ભલું૦ ૪
અમ્હ ઘર મંગળ સબ ઘર મંગળ, હોજો મંગળમાળરે;
બાલચંદ્ર પ્રભુ ! આપો સેવકને, નિષ્કામભક્તિ વિશાળરે. ભ૦ ૫

સં. ૧૯૯૧ આ. વદ ૧૦ શુક્રવાર, કચ્છ–તુંબડી
卐 પારેખ વલમજી ગોવિંદજીની પ્રેરણાથી.

## શ્રીઅષ્ટપ્રાતિહાર્યનું સ્તવન (૪)

( નાગર વેલીઓ–એ દેશી )

મુજ મનડું ખેંચાય, પ્રભુ–દરિ–સન–માંય;
નિરખી જિનને હરખાય, દેવ–દર–બાર–માં. મુજ૦ ૧
શ્રીજિન ગુણથી સોહાય, પ્રથમ આસોપાલવ થાય;
બાદર વૃષ્ટિ ફૂલો થાય, દેવ–દર–બાર–માં. મુજ૦ ૨
લય દિવ્યધ્વનિ થાય, સુંદર ચા–મરો વિંઝાય;
ચંદન આસન સોહાય, દેવ–દર–બાર–માં. મુજ૦ ૩
દ્રવ્ય ભા–મંડલ સોય, દેવ–દુંદુભિ હોય;
જીવનું છ–ત્ર કે'વાય, દેવ–દર–બાર–માં. મુજ૦ ૪

સં. ૧૯૯૧ કા. વદ ૧૨ સોમ, કચ્છ–બાડા
卐 ભગત શા. નરશી ઉમરસીના નિમિત્તે.

## શ્રીભાવપૂજાનું સ્તવન (૫)

### ઢાળ ૧ લી

( ચંદાપ્રભુજીસેં ધ્યાનરે–એ દેશી )

આત્મ પ્રભુજીમાં ધ્યાનરે, મોરી લાગી લગનવા (૨);
લાગી લગનવા વીરશાસનથી, જ્યાંલગી ઘટમાં પ્રાણરે. મો૦ (ટેક)
પ્રભુના ગુણનું સ્તવન કર્યાથી, મુખશુદ્ધિ નિર્મળ થાયરે. મો૦ ૧
મમતા ત્યાગ એ ઉલ ઉતારવા, રૂપ દાતણજ થાયરે. મોરી૦ ૨
મિથ્યાત્વ મેલને પખાળવારે, સુંદરસ્નાન કરાયરે. મોરી૦ ૩
સંતોષ ઉજ્વળ ધોતીયુંરે, પ્હેરવાનું મન થાયરે. મોરી૦ ૪
એકાગ્રતારૂપી ઓરસીઓરે, તે પર સુખડ ઘસાયરે. મો૦ ૫
ભક્તિરંગરૂપી કે[1]શરનાંરે, આજ્ઞા તિલક કરાયરે. મોરી૦ ૬
આઠ પ્રવચન માતારૂપી, મુખકોશ રૂડો બંધાયરે. મો૦ ૭
અંતરબાહ્ય ચિત્ત સમાધિ, નિર્માલ્ય ઉતરાયરે. મોરી૦ ૮

### ઢાળ ૨ જી

( અમે ધૂપની પૂજા–એ દેશી )

અમે ચિત્ત શુદ્ધિ જળ ભરીએરે, હો મન માન્યા મોહનજી.
અમે શુદ્ધ પખાળ એમ કરીએરે, હો મન માન્યા મોહનજી,
અમે મૂલોત્તર ગુણ ધરીએરે, હો મન માન્યા મોહનજી;
અમે અંગલુણાં એમ કરીએરે, હો મન માન્યા મોહનજી. ૯
અમે જ્ઞાન દરિસન ભરીએરે હો૦, અમે અલંકાર એમ ધરીએરે
અમે નવવાડ રૂડી પાળીએરે હો૦, અમે નવાંગે પૂજા કરીએરે. ૧૦

---

[1] 'ચંદનનાં રે' પાઠાંતર. [2] 'આઠકરમને સંવરવારે' પાઠાંતર

અમે પંચાચારને પાળીએરે હો૦, અમે પંચરંગી ફૂલ ધારીએરે.
અમે ભાવના શુભદિલ ધરીએરે હો૦,અમે ધૂપથી ધૂપિત કરીએરે.૧૧
અમે તત્ત્વપાત્રે ઘૃત ભરીએરે હો૦, અમે સાત નયચિંતન કરીએરે.
અમે સ્યાદ્‌વાદ વાટ કરીએરે હો૦,અમે ધ્યાન દીવાસળી ધરીએરે.૧૨
અમે જ્ઞાનદીપક એમ કરીએરે હો૦, અમે ક્ષાયિક ગુણને ભરીએરે.
અમે અક્ષતસ્થાપન કરીએરે હો૦, અમે નૈવેદ્ય અનુભવ ધરીએરે. ૧૩
અમે આનંદસુખફળ ધરીએરે હો૦,અમે નિજઆતમરૂપી કરીએરે.
અમે પૂજનજિનનું કરીએરે હો૦, અમે અજપાજાપથી કરીએરે. ૧૪
અમે પૂજા વાજીંત્રની કરીએરે હો૦., અમે પૂજાગીતની કરીએરે.
અમે પૂજા યોગી જેમ કરીએરે હો૦,અમે જન્મ સફળ એમ કરી૦૧૫
અમે દ્રવ્યપૂજા નિત્ય કરીએરે હો૦,અમે ભાવ પૂજા દિલ ધરીએરે.
અમે કર્મકલંકને હરીએરે હો૦,અમે **બાલ** ગોપાળ એમ તરીયેરે.૧૬

卐 સં ૧૯૯૧ ફા૦ વદ ૧૦ શુક્રવાર, કચ્છ–કોડાય

## ભાવપૂજાનો ક્રમ

દ્રવ્યપૂજાથી આત્મામાં ભાવપૂજા પ્રાપ્ત થાય છે, તેથી પ્રભુના ગુણનું સ્તવન કરીને મુખશુદ્ધિ કરવી અને મમતા ત્યાગ રૂપી ઉલ (જીભનો મેલ) ઉતારવી. મિથ્યાત્વરૂપી મેલને ધોવા રૂપ સ્નાન કરવું અને સંતોષરૂપી ઉજ્વળ ધોતીયું પહેરવું. તે પછી એકગ્રતારૂપી ઓરસીયા ઉપર સુખડવડે ભક્તિરંગરૂપી કેશર ઘસવું અને તે પછી આજ્ઞારૂપી તિલક (ચાંદલો) કરવું. અષ્ટપ્રવચન માતા રૂપી મુખકોશ બાંધવો. અનેક સંકલ્પ વિકલ્પરૂપી અંતરંગ ઉપાધિ તથા સ્ત્રીપુત્રાદિક બાહ્ય ઉપાધિરૂપી નિર્માલ્ય ઉતારવું. પછી (૧) ચિત્તશુદ્ધિરૂપી જળથી

પખાળ (અભિષેક) કરવો. મૂળ ગુણ અને ઉત્તરગુણરૂપી અંગલુણાથી નિર્લેપ કરીને જ્ઞાન, દર્શનરૂપી અલંકારો પહેરાવવા. (૨) પછી નવવાડરૂપી નવ તિલક (નવાંગપૂજા) કરવાં. (૩) પંચાચારરૂપી પંચરંગી પુષ્પ ચડાવવાં. (૪) શુભ ભાવનારૂપી ધૂપથી ધૂપિત કરવું-(ધૂપ-કરવો). (૫) તત્ત્વપાત્રમાં સાત નય ચિંતનરૂપી ઘી ભરી સ્યાદ્વાદ રૂપી વાટ (દીવેટ) મૂકી ધ્યાનરૂપી દીવાસળીથી જ્ઞાનરૂપી દીપક કરવો. (૬) ક્ષાયિક ગુણરૂપી અક્ષતનું સ્થાપન કરવું. (૭) અનુભવરૂપી નૈવેદ્ય મૂકવું (૮) અને સહજાનંદસુખરૂપી ફળ મૂકીને પોતાના આત્મરૂપી અરિહંતની પૂજા કરવી. તે પછી 'સોઽહં સોઽહં'ના અનાહતનાદથી (અજપાજાપથી) વાજિંત્ર ને ગીતપૂજા કરવી. આવી રીતે યોગી પુરૂષો સદા ભાવપૂજા કરતાં પરમાનંદપદ (મોક્ષ)ને મેળવનારા થયા છે, તેવી જ રીતે દરેક દ્રવ્યપૂજા કરનારાઓએ દ્રવ્યપૂજા કર્યા પછી 'પૂર્વોક્ત ભાવપૂજા અમારામાં સદાને માટે પ્રાપ્ત થાઓ' એવી ભાવના ભાવવી જોઈએ.

## શ્રી અષ્ટપ્રકારી પૂજાનું સ્તવન (૬)

( નાગર વેલીઓ રોપાય—એ દેશી )

મુજ મનડું ખેંચાય, પ્રભુ પૂ–જનમાંય;
શ્રીજિનગુણથી હરખાય, દેવ–દર–બાર–માં મુજ૦ ૧

પંચામૃત મીલાય, કનક કળશ ભરાય;
કર્મ-મ–ળ ધોવાય, પ્રથમ જળપૂજામાં. મુજ૦ ૨

કેશર ચંદન ઘસાય, કનક કચોળી ભરાય;
આત્મશીતળતા થાય, બીજી ચંદનપૂજામાં. મુજ૦ ૩

ડોલર ગુલાબ સોહાય, જૂઈ ચં–પક જાય;
ભાવ સુગંધ પ્રગટાય, ત્રીજી પુષ્પપૂજામાં. મુજ૦ ૪
દશાંગ ધૂ–પ કરાય, અગરબત્તી સળગાય;
કર્મ—કાષ્ટ દહાય, ચોથી ધૂપપૂજામાં. મુજ૦ ૫
દ્રવ્યદીપક ધરાય, અંધકાર દૂર થાય;
ભાવદીપક પ્રકટાય, પાંચમી દીપક પૂજામાં. મુજ૦ ૬
સુંદર સાથીઓ પૂરાય, રત્નત્રયી શિલા થાય;
જન્મ જરા મૃત્યુ જાય, છઠ્ઠી અક્ષતપૂજામાં. મુજ૦ ૭
પેંડા લા–ડુ મંગાય, મેવા મીઠાઈ ધરાય;
અણાહારીપણું થાય, સાતમી નૈવેદપૂજામાં. મુજ૦ ૮
દાડમ મોસંબી ચડાય, આંબા શ્રીફળો ધરાય;
પ્રાપ્તિ શિવફળની થાય, આઠમી ફળપૂજામાં. મુજ૦ ૯
પુનમ–ચં–દ્ર સોહાય, કૃપા–સાગર જિનરાય;
**બાલચંદ્ર** ગુણગાય, સુંદર ભાવપૂજામાં. મુજ૦ ૧૦

સં. ૧૯૯૧ મહાશુદ ૩ બુધવાર, કચ્છ—નવાવાસ
શા. ભાણજી નથુ તથા જેવત શવજીની પ્રેરણાથી.

## અષ્ટ પ્રકારી પૂજાની ભાવના

મુખ્યત્વે કરીને પ્રભુની દ્રવ્યપૂજા આઠ પ્રકરે થઈ શકે છે. આ આઠ પ્રકારની પૂજામાં બધા પ્રકારનો સમાવેશ થઈ જાય છે. તેમાં બહુ ગંભીર હેતુ રહેલો છે. પ્રત્યેક દ્રવ્યપૂજા વખતે પૂજક આત્માએ કેવા પ્રકારની ભાવના રાખવી જોઈએ? તેનું સંક્ષિપ્તમાં જ વર્ણન કરવામાં આવે છે.

**૧ જળપૂજા**—પ્રભુના પખાળ વખતે મનમાં એવી ભાવના ભાવવી જોઈએ કે–"હે પ્રભો ! જળવડે આપની પૂજા કરીને હું પણ એજ ચાહું છું કે આપને સ્નાન કરાવવાથી જેમ બાહ્ય મળ દૂર થાય છે, તેમ મારો અંતરમળ (કર્મરૂપીમળ) પણ દૂર થાઓ."

**૨ ચંદનપૂજા**—કરતી વખતની ભાવના–"હે પ્રભો ! આપની ચંદનપૂજા કરીને હું પણ એજ ઇચ્છું છું કે જેમ આ ચંદન અંગે અંગમાં શીતળ છે, તેમ મારૂં ચિત્ત પણ કામ–ક્રોધાદિતાપોથી દૂર થઇ શાંત (શીતળ) થાઓ."

## નવ અંગપૂજાની ભાવના

(૧) જમણા ને ડાબા પગના અંગુઠાની પૂજા કરતી વખતે "હે પ્રભો ! આપના ચરણોની સેવા મને ભવો ભવમાં પ્રાપ્ત થાઓ."

(૨) બન્ને ઢીંચણની પૂજા કરતી વેળાએ–"હે પ્રભો ! જેમ આપે ઉભા ઉભા કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું, તેમ આપના જાનુની પૂજા કરવાથી હું પણ કેવલજ્ઞાન પ્રાપ્ત કરૂં."

(૩) બે હાથના કાંડાની પૂજા કરતી વખતે-"હે પ્રભો ! જેમ આપે આ બન્ને હાથથી વાર્ષિકદાન આપ્યું, તેમ આપના હાથની પૂજા કરવાથી મારામાં પણ એ શક્તિ આવે કે જેથી હું પણ વાર્ષિક દાન આપું."

(૪) બે ખભાની પૂજા કરતી વખતે–" હે પ્રભો ! જેમ આપ ભુજાઓના બળથી ભવસમુદ્રને તરી ગયા, તેમ આપની ભુજાઓની પૂજા કરવાથી મારામાં પણ એ શક્તિ આવે કે જેથી હું પણ સંસારસમુદ્રથી પાર ઉતરી જાઉં."

(૫) શિખા (મસ્તક)ની પૂજા કરતી વખતે–" હે પ્રભો ! જેમ આપની શિખા અલોકસુધી પહોંચેલી છે, તેમ આપની શિખાની પૂજાથી મારી પણ એવી સ્થિતિ થાય."

(૬) કપાળની પૂજા કરતી વખતે "હે પ્રભો! આપની ભાલપૂજા કરવાથી આપની આજ્ઞા મારા મસ્તક પર નિરંતર રહો."

(૭) કંઠપૂજા કરતી વખતે–"હે પ્રભો! આપે ભવ્યપ્રાણીઓના હિતાર્થે દેશના આપી. તે કંઠની પૂજા કરવાથી મારામાં પણ એવી શક્તિ આવો."

(૮) હૃદય–(છાતીના મધ્યભાગ)ની પૂજા કરતી વખતે–"હે પ્રભો! જેમ આપના હૃદયમાં જ્ઞાનરૂપી પ્રકાશ થયેલ છે, તેમ આપના હૃદયની પૂજા કરવાથી મારામાં પણ જ્ઞાનનો પ્રકાશ થાઓ."

(૯) નાભિની પૂજા કરતી વખતે–"હે પ્રભો! જેમ આપનું રત્નત્રયી ગુણનું સ્થાન નાભિ છે, તેમ આપની નાભિની પૂજા કરવાથી મારામાં પણ એવી શક્તિ પ્રાપ્ત થાઓ." એવી ભાવના ભાવવી જોઇએ.

**૩ પુષ્પપૂજા** કરતી વેળાની ભાવના–"હે પ્રભો! આપને આ પુષ્પ ચડાવવાથી મને પંચાચારની પ્રાપ્તિ થાઓ."

**૪ ધૂપપૂજા** કરતી વખતની ભાવના–"હે પ્રભો! આપની સમીપ ધૂપ કરવાથી જેમ બાહ્ય અશુભ પુદ્‌ગલ દૂર થાય છે, તેમ આ ધૂપપૂજાથી મારા પણ આંતરિક અશુભ પુદ્‌ગલ દૂર થાઓ ને શુભ ભાવનાશ્રેણિ ધૂપના ધૂમાડાની પેઠે ઉંચે ચડો."

**૫ દીપકપૂજા** કરતી વખતની ભાવના–"હે પ્રભો! આ દીપક જેમ દ્રવ્ય અંધકારને દૂર કરી પ્રકાશને ફેલાવે છે, તેમ આપની આ દીપકપૂજા કરવાથી મારા આત્મામાં અનાદિકાળથી રહેલું અજ્ઞાનરૂપી અંધકાર દૂર થાઓ ને જ્ઞાનરૂપીદીપક પ્રગટો."

**૬ અક્ષતપૂજા** કરતી વખતની ભાવના–"હે પ્રભો! જેમ આ તંદુલનું નામ અક્ષત છે અને તે જાતે ઉજ્વળ છે, તેમ કર્મ-

મળથી ઉજ્વળ એવો મારો આત્મા પણ સદાને માટે અક્ષયપદને (મોક્ષને) પામનારો થાઓ."

૭ **નૈવેદ્યપૂજા** કરતી વખતની ભાવના–" હે પ્રભો! આપ જો કે નિર્વેદી ને અણાહારા છો તો પણ આપની સન્મુખ આ નૈવેદ્ય મૂકી આપને એટલી જ પ્રાર્થના કરૂં છું કે મને પણ ક્ષુધાના દોષમાંથી મુક્ત કરી આપના જેવુંજ અણાહારી પરમાનંદમયપદ પ્રાપ્ત થાઓ."

૮ **ફળપૂજા** કરતી વખતની ભાવના–" હે પ્રભો! આ ફળ આપના ચરણકમળમાં ધરી એટલુંજ ચાહું છું કે આ ફળપૂજા કરવાથી મને પણ મોક્ષરૂપી ફળ પ્રાપ્ત થાઓ."

**કળશ**–છેવટની ભાવના " હે પ્રભો! આપની આ અષ્ટપ્રકારી પૂજા કરવાથી મારા આઠે કર્મોનો નાશ થાઓ."

' આપણે પ્રભુ જેવા નિર્દોષ બની શકીએ ' એટલા માટે આ બધી વિધિ સેવવામાં આવે છે. પૂજક આત્માએ કેવળ બાહ્ય આડંબરમાંજ મુંઝાઇ નહિ જતાં ' આત્મિકગુણો પ્રાપ્ત કરવાનો લક્ષ રાખવો જોઇએ. '

**ઘંટ**–દેરાશરમાં ઘંટ વગાડવાનો એવો હેતુ છે ' કે જેમ આ ઘંટનાદથી દેરાશર ગાજી રહે છે, તેમ સત્યતારૂપ સત્યના નાદથી હું આખા જગતને ગજાવનારો થાઉં.'

આવી રીતે ભાવપૂર્વક દ્રવ્યપૂજા કરવી જોઇએ.

## દ્રવ્યપૂજાનો ક્રમ

મન–વચન–કાયશુદ્ધિ ને વસ્ત્રશુદ્ધિ પૂર્વક મુખે આઠ પડો મુખકોષ બાંધી. પ્રથમ પ્રતિમા ઉપર દૃષ્ટિ ફેરવી, પ્રભુના અંગપરથી નિર્માલ્ય ઉતારવું. મોરપીછી વતી પ્રમાર્જન કરવું. પછી પંચામૃત (ગાયનું દૂધ, દહી, ઘી, સાકર ને પાણી) વડે અભિષેક કરી શુદ્ધ

જળથી પ્રભુના અંગનો પખાળ કરવો. ત્યારપછી સફેદ ને કોમળ ત્રણ અંગલુણા વતી અંગ લુંછી નાખવું. તે પછી વાટકી હાથમાં લઈ ચંદન કેશર વડે પ્રભુના નવ અંગે તિલક કરવાં. પછી અનેક જાતના સુગંધી પુષ્પોથી પ્રભુના અંગનું પૂજન કરવું. તે પછી સુગંધી દશાંગ કે અષ્ટાંગ ધૂપ, મંગળ દીપક, ઉજ્જવળ અક્ષત, વિવિધ જાતના નૈવેદ્ય અને ઉત્તમ ફળથી પ્રભુપૂજન કરવું જોઈએ.

આ અષ્ટપ્રકારી પૂજામાં ૧ જળપૂજા, ૨ ચંદનપૂજા અને ૩ પુષ્પપૂજા એ ત્રણ પૂજા તે **'અંગપૂજા'** કહેવાય છે અને ધૂપથી ફળ સુધીની પાંચ પૂજા તે **'અગ્રપૂજા'** કહેવાય છે. દ્રવ્ય જ ભાવનું નિમિત્ત કારણ છે માટે દ્રવ્યપૂજાની આવશ્યકતા છે અને જેવા જેવા ઉત્તમ દ્રવ્યો આપણી નજર આગળ આવતા હોય, તેવો તેવો ભાવ થાય છે. **'આત્મા નિમિત્ત વાસી છે'** તેથી આપણા આત્માને સદા પવિત્ર નિમિત્તયુક્ત રાખવો જોઇએ કે જેથી મનમાં ખોટા નિમિત્ત-ની અસર થાય નહિ. 卐

## શાંતમૂર્તિશ્રીપુનમચંદ્રગણીશ્વરનો છંદ (૭)

(હરિગીત છંદ)

શ્રીપાર્શ્વચંદ્રસૂરીશગચ્છે ભ્રાતૃચંદ્રસૂરીશ્વરૂ,
અધુના બિરાજે સ્વર્ગમાં જે ધર્મવીર ધુરંધરૂ;
તસ શિષ્ય **પુનમચંદ્રજી** વ્રત પંચમહા પાળે સદા,
નિર્ગ્રંથ ચરણરસિક સમય પ્રમાદ નવ સેવે કદા. ૧
જસ રાગદ્વેષ ન લેશ મમતા વારી સમતા આદરી,
ષટ્કાય ગોકુળ પાળવા મુનિવેષ લીધો ભય હરી;
સગવીસ ગુણ પાળે સદા વળી દોષ અષ્ટાદશ હર્યા,
અણગાર સંયમભાર સત્તર પ્રકાર જેણે શિર ધર્યા. ૨

વિચરી વસુધામાં કરે ઉપકાર ભવી નરનારને,
છે તરણ તારણ દુઃખનિવારણ વારતા સંસારને;
તસ પાદપંકજ મન મધુકર સકળસંઘ મોહી રહ્યો,
ગુરૂરાજ શીતળ છાય ભવવન ભેટતાં હરષિત થયો. ૩

卐 સં. ૧૯૮૧ કા. શુ. ૧૫ મંગળ, અમદાવાદ

## શાંતમૂર્તિશ્રીપુનમચંદ્રગણીશ્વરનો છંદ (૮)

( સુંદર શામળીઆ–એ દેશી )

ગુરૂજી ગુણદરીયા, રત્નત્રયી અનુસરીયા;
ગુરૂજી ગુણદરીયા, સમતાજળ ભરીયા;
મહાવ્રત વેલ ઉદ્ધરીયા (૨) ગુરૂજી૦ ૧

ભ્રાતૃચંદ્રસૂરિ અંતેવાસી, **પુનમચંદ્રજી** મુનિગુણપ્યાસી;
જ્ઞાનધ્યાનમાં બુદ્ધિવિકાસી, સમતા ધરી કરી મમતાદાસી;
ભવિજન બોધિ ઉદ્ધરીયા (૨) ગુરૂજી૦ ૨

પંચમહાવ્રતધાર સોભાગી, નિર્ગ્રંથમુનિ એ ત્યાગી વિરાગી;
અભિનવજ્ઞાનથકી લય લાગી, ચરણકરણવ્રતધાર નિરાગી;
**બાલચંદ્ર** દુઃખ હરીયા (૨) ગુરૂજી૦ ૩

卐 સં. ૧૯૮૧ માગ૦ શુ. ૩ શનિ, અમદાવાદ

## શાંતમૂર્તિશ્રીપુનમચંદ્રજીગણીનું સ્તવન (૯)

( કાલી કમલીવાલે–એ દેશી )

**પુનમચંદ્ર મુનીશ્વર**, કરૂં નિત્ય પ્રણામ. કરૂં૦ (ટેક)
સંજમધારી ગુરૂરાયા, પુણ્યે તમારા દર્શન પાયા;
સફળ થયો અવતાર, કરૂં નિત્ય પ્રણામ (૨) ૧

કંચન સમ છે કાયા ગોરી, જીવોને શિવમાર્ગે દોરી;
કર્યો બહુ ઉપકાર, કરૂં નિત્ય પ્રણામ (૨) ૨
દુનિયાની માયાને છોડી, મનને ધર્મધ્યાને જોડી;
લીધો સંજમભાર, કરૂં નિત્ય પ્રણામ (૨) ૩
જૈનશાસનમાં શાંતિદાતા, દયાધર્મનું પાલન કર્તા;
તાર્યાં નર ને નાર, કરૂં નિત્ય પ્રણામ (૨) ૪
પ્રમાણ નય ને તત્ત્વ જાણે, જૈનધર્મના મર્મને માણે;
દર્શન આનંદકાર, કરૂં નિત્ય પ્રણામ (૨) ૫
ઉપદેશશૈલી અપરંપાર, જાણે સુણીએ વારંવાર;
સંસાર તારણહાર, કરૂં નિત્ય પ્રણામ (૨) ૬
નર નારીને શાંતિ આપો, બાલ જપે છે પ્રેમે જાપો;
એ વિનતિ સ્વીકાર, કરૂં નિત્ય પ્રણામ. પુનમ૦ ૭

卐 સં. ૧૯૯૪ આસો વ. ૧ સોમ, અમદાવાદ

## શાંતમૂર્તિશ્રીપુનમચંદ્રજીગણીનું સ્તવન (૧૦)

( આવો આવો હે વીરસ્વામી—એ દેશી )

આવો આવો હે **પૂનમશશી** મ્હારા અંતરમાં,
મ્હારા અંતરમાં ગુરૂજી મ્હારા અંતરમાં. આવો૦ (ટેક)
**પાર્શ્વચંદ્રસૂરિ** યુગપ્રધાને, થયા મહામુનિરાજ;
ભારતભૂષણ સાહિબોરે, **ભ્રાતૃચંદ્રસૂરિરાજ**. આવો૦ ૧
તાસ શિષ્યશિરોમણિરે, શાંતમૂર્તિ અણગાર;
આનંદી ગુણવારિધિરે, સકલમુનિસરદાર. આવો૦ ૨

જ્ઞાતા સ્વપરસમયનારે, મૂળજીભાઈ કુલનંદ;
સુંદરબાઈનો લાડણોરે, શરદ પૂનમનો ચંદ. આવો૦ ૩
ચારિત્રબળથી ભવિજનોને, પ્રતિબોધ્યા અનેક;
ઉપકારી ગુરૂરાજનારે, ગાવે ગુણ અનેક. આવો૦ ૪
રત્નત્રયી ગુણ અલંકર્યારે, તપજપ કિરિયાવાન;
અધ્યાતમી પૂરા હતારે, મુનિવર શાંતિવાન. આવો૦ ૫
નાયક ગણુ થયા ગુરૂવિરહે, છકાયના પ્રતિપાળ;
**પુનમચંદ્ર ગણિવરારે,** સેવક કરો સંભાળ. આવો૦ ૬
સ્વર્ગે ગયે શિષ્ય સંઘ તજીને, જયંતિ સોળમી થાય;
ગુણિગુણગાવે ગુણ વધેરે, **બાલ** નમે ગુરૂ પાય. આવો૦ ૭

卐 સં. ૧૯૯૬ ભા. વ. ૧૩ રવિ, શાંતિનગર-અમદાવાદ

## શાંતમૂર્તિશ્રીપુનમચંદ્રગણીશ્વરની સજ્ઝાય

(વીર કુંવરની વાતડી-એ દેશી)

ગુણનિધિ ગિરૂઆ પંચ મહાવ્રતધારી,
હાંરે તધારીરે વ્રતધારી;
હાંરે જેણે દુનિયાદારી વિસારી,
હાંરે તજી તૃષ્ણા થયા અણગારી;
હાંરે ગુરૂગુણ ભંડાર. ગુણનિધિ૦ ૧
વડતપગચ્છમાં ભ્રાતૃચંદ્રસૂરિના, હાંરે વડા શિષ્ય પુનમચંદ્ર ભીના;
હાંરે ગીતારથ થવિર નગીના, હાંરે જેનો ભવ્ય દેદાર. ગુણ૦ ૨
તપજપ કિરિયા જ્ઞાનધ્યાનમાં લીના, હાંરે બાહ્યાંતર સમરસ ભીના;
હાંરે ઉર વાગી વૈરાગ્યની વીણા, હાંરે મોટો ગુરૂ ઉપકાર. ગુણ૦ ૩

દુઃખવાસિત દૂર વાસના ગુરૂ છોડી, હાંરે શિષ્ય સંઘ સંબંધને તોડી;
હાંરે ગયા સ્વર્ગે ઝટપટ દોડી, હાંરે બાલ નાવત લ્હાર. ગુણુ૦ ૪
ગુરૂગુણુસાગર માય નહિ ગાગરમાં, હાંરે પણ ભક્તિ રહીમનઘરમાં;
હાંરે રમ્યા નિજગુણુ ન પડયા પરમાં, હાંરે બાલચંદ્રને તાર. ગુણુ૦ ૫

કવિ સાંકળચંદ પીતાંબરદાસ

卐 સં. ૧૯૮૧ કા. શુ. ૧૧ શુક્ર, અમદાવાદ.

## શાંતમૂર્તિશ્રીપુનમચંદ્રજીગણિવર સ્તુતિ

( કાલી કમલીવાલે–એ ઢબ )

**પુનમચંદ્ર ગુરૂજી**, તમને કરૂં હું નમન. તમને૦ (ટેક)
શાંતસ્વરૂપી નિર્ભયભારી, અવિકારી અદ્ભુત બ્રહ્મચારી;
જાઉં મૂરતિપર વારી, તમને કરૂં હું નમન (૨) ૧
પૂર્ણાનંદી સહજ સમાધિ,–ધારીને તમે ટાળી ઉપાધિ;
મારી કાપો વ્યાધિ, તમને કરૂં હું નમન (૨) ૨
યોગીશ્વર તુમ સુખકર વાણી, નિર્મલ જ્ઞાન હૃદયમાં આણી;
કૈક બુઝાવ્યા પ્રાણી, તમને કરૂં હું નમન (૨) ૩
જીવન નાવ ઝટ તારી દેજો, હૃદય અમારા હરદમ રેજો;
કૃપાદૃષ્ટિ કંઈ કરજો, તમને કરૂં હું નમન (૨) ૪
જે ગણું તે આપ છો મ્હારા, તુજ મનથી ના થાશો ન્યારા;
હૃદય કમળ વસનારા, મ્હારા કરૂં હું નમન (૨) પુનમ૦ ૫

કવિ કેશુ ભટ્ટી

卐 સં. ૧૯૯૪ માહ વ. ૧૦ ગુરૂ, સાણંદ

## શ્રીપજુસણની અઠ્ઠાઇનું સ્તવન (૧૧)

( વાજા વાગ્યારે વાજા વાગીયા—એ દેશી )

જૈનશાસન ડંકો વાગીયો, વરતે છે જયજયકાર. સુણો ગુરૂદેશના
ભવિ! પર્વ પજુસણ આવીયા, સેવો સેવોને સુખકાર. સુ૦ ૧
વ્હાલા ભવિજનને મન ભાવીયા, કરે વ્રત નિયમ પચ્ચખાણ.સુ૦
રાગ દ્વેષનું ઝેર ઉતારવા, અંતે પામવા કેવલનાણ. સુણો૦ ૨
પૂજા ભલીપરે વીતરાગની, કરે નિરમળ આતમકાજ. સુ૦
પંચ મહાવ્રતધારી ગુરૂજીની, કરે ભક્તિ શ્રાવકશિરતાજ. સુ૦ ૩
દાન શીલ તપ અને ભાવના, પાળે ચાર પ્રકારનો ધર્મ. સુ૦
પંચ અણુવ્રત પાળે નરનારી, કરે પડિક્કમણાદિક ધર્મ. સુ૦ ૪
ગુરૂ પાસેથી લઈ કલ્પસૂત્રને, પધરાવે નિજ ઘરમાંય. સુ૦
કરે સાધર્મીઓને પ્રભાવના, સૂત્ર સંભળાવે ગુરૂરાય. સુ૦ ૫
તેમાં ત્રણ અધિકાર સોહામણા, પહેલો જિનાવલિ અધિકાર. સુ૦
બીજો થિરાવલી અધિકાર છે, ત્રીજો સમાચારી અધિકાર. સુ૦ ૬
આઠદિન અઠ્ઠાઈ ઓછવ કરે, રસિક વિવિધ પૂજાઓ ભણાય. સુ૦
આઠદિન પડાવે અમારીના, ધવળ મંગળ ગીત ગવાય. સુ૦ ૭
કરે શ્રીસંઘ ચૈત્યની પરિપાટી, કરે વંદના સર્વ મુનિરાજ. સુ૦
કરે શ્રીસંઘની ભક્તિ ભાવથી, તજે આરંભનાં સર્વકાજ. સુ૦ ૮
**બાલ** સર્વજીવોને ખમાવીએ, તજી વૈરવિરોધ સહુસાથ. સુ૦
ધનધન જગમાં તે આરાધક, શિવરમણી વરે જગનાથ. સુ૦ ૯

સં. ૧૯૯૩ શ્રા. શુ. ૧૨ બુધ, અજાણા
શા. અમુલખ જેઠાલાલની પ્રેરણાથી.

## શ્રીપજ્જુસણપર્વમહિમાનું પદ (૧૨)

( ત્રીજે ભવવર સ્થાનક તપકરી–એ દેશી )

વ્રતમાંહિ જેમ શીલવ્રત મોટું, ગુણમાં વિનયગુણ જાણ;
સંતોષ જેમ નિયમમાં મોટો, તેમ પર્વ પજ્જુસણ જાણરે.
પ્રાણી ! ધર્મ કર્ણી સુખદાયી, મોહકરણી દુઃખદાયીરે. પ્રા૦ ૧ (ટેક)
જેમ તપમાં છે સમતા મોટી, સમકિત તત્ત્વમાં મોટું;
દાનમાં જેમ અભયદાન મોટું, તેમ પર્વ પજ્જુસણ મોટુંરે. પ્રા૦ ૨
મંત્રમાંહિ જેમ પરમેષ્ઠી મંત્ર, તીર્થમાં સિદ્ધગિરિ સાર;
જેમ રત્નમાં ચિંતામણિરત્ન, તેમ સર્વ પર્વમાં સારરે. પ્રા૦ ૩
ધર્મમાંહિ જેમ આતમધર્મ, જ્ઞાનમાં કેવલજ્ઞાન;
જેમ ચારિત્રમાં યથાખ્યાત, તેમ પર્વ પજ્જુસણ માનરે. પ્રા૦ ૪
વીર પુરૂષ જેમ હથીયાર વિના, નગર જેમ ગઢ વિના;
નિર્બુદ્ધિ જેમ મંત્રી ન શોભે, શ્રાવક તેમ પર્વ વિનારે. પ્રા૦ ૫
જેમ દંતોશળ વિનાનો હાથી, પિછાં મયૂર જેમ વિના;
સતી ન શોભે જેમ શિયળ વિના, શ્રાવક તેમ પર્વ વિનારે. પ્રા૦ ૬
શ્રીજિનશાસન–ઉન્નતિકારક, દિવ્ય આનંદનું પર્વ;
પુણ્ય વધારે ને પાપને બાળે, આરાધો આતમ પર્વરે. પ્રા૦ ૭
મોહનીકર્મ જે સર્વમાં રાજા, રાગ દ્વેષ તસ પુત્ર;
કષાયો છે તસ પૌત્ર ને પૌત્રી, મોહજિત જિનસૂત્રરે. પ્રા૦ ૮
ભાવનાશાળી **બાલ** આરાધે, તસ ઘર મંગળમાળ;
ભવ ત્રીજે અષ્ટમે વરે શિવનારી, પામે તે ભોગ રસાળરે. પ્રા૦ ૯

卐 સં. ૧૯૯૩ ભા. વ. ૨ બુધવાર, અજાણા

## હિતોપદેશક પદ–ધાર તું પ્રાણી! (૧૩)

( રાગ–ગઝલ, દેશી–સૃજેલા શ્રી પ્રભુજીએ– )

જિંદગી જાયછે ચાલી, સફળ કર તેને તું પ્રાણી!;
અવગુણ છે દુઃખનું કારણ, ગુણોને ધાર તું પ્રાણી!. (ટેક)

આશ્રવ છે ભવનું કારણ, સંજમને ધાર તું પ્રાણી!;
મન હેતુ બંધ–મોક્ષનો, સંવરને ધાર તું પ્રાણી!. જિં૦ ૧

મિથ્યાત્વ મોહનો યોદ્ધો, સમકિતને ધાર તું પ્રાણી!;
મમતા છે લોભની બેટી, સમતાને ધાર તું પ્રાણી!. જિં૦ ૨

પાપી આ પેટને કાજે, ભૂલ્યો તું ધર્મને પ્રાણી!;
અશાંતિ છે જીવહિંસાથી, દયાને પાળ તું પ્રાણી!. જિં૦ ૩

જૂઠથી વિશ્વાસની હાનિ, સત્યને ધાર તું પ્રાણી!;
ચોરીથી પ્રાણની હાનિ, ચોરીને ત્યાગ તું પ્રાણી!. જિં૦ ૪

વિષયથી ભવ વૃદ્ધિ છે, શિયળને પાળ તું પ્રાણી!;
પરિગ્રહ પાપનો હેતુ, ઇચ્છાવશ રાખ તું પ્રાણી!. જિં૦ ૫

ક્રોધથી નાશ પ્રીતિનો, મૈત્રીને ધાર તું પ્રાણી!;
માન છે થંભસમ જેવો, વિનયને ધાર તું પ્રાણી!. જિં૦ ૬

માયાથી મિત્રતા નાશે, સરળતા ધાર તું પ્રાણી!;
લોભથી સર્વ ગુણ નાશે, સંતોષને ધાર તું પ્રાણી!. જિં૦ ૭

બંધનનું રાગ છે કારણ, કરૂણા ધાર તું પ્રાણી!;
અરૂચિનું દ્વેષ છે કારણ, પ્રમોદને ધાર તું પ્રાણી!. જિં૦ ૮

સાચો છે ધર્મ આતમનો, ધાર તું વીરની વાણી;
જેથી થાય અંત આ ભવનો, ધાર તું **બાલની** વાણી. જિં૦ ૯

સં. ૧૯૯૧ કા. વ. ૮ ગુરુ, કચ્છ–ભીસરા

卐 નવાવાસના શા. કુંવરજી મોણસીની પ્રેરણાથી.

## બાલબ્રહ્મચારી શ્રી સાગરચંદ્રસૂરિ ગીત (૧૪)

( ગિરિવર દરિસન–એ દેશી )

**શ્રીપાર્શ્વચંદ્રસૂરિ** ગુણનાદરીયા, **શ્રીભ્રાતૃચંદ્રસૂરિ** સંજમે ભરીયા;
ભવિજન! સેવો **સાગરસૂરીંદા**, મનજીવજીવક **પૂનમચંદા**.૧(ટેક)
જગપર નર નારી ઉપકારી, સાગર સમ ગંભીર બ્રહ્મચારી. ભ૦ ૨
નિશદિન જ્ઞાનધ્યાનમાં રમતા, સ્વાધીન ચંચળ મનને કરતા. ભ૦ ૩
પ્રવર પંડિત બિરૂદને ધરતા, શાંત દાંત મહંત ગુણવંતા. ભ૦ ૪
સાધુના મહાવ્રત પૂરણ પાળી,સીધાવ્યા સ્વર્ગે આયુઃકર્મ ટાળી.ભ૦ ૫
ચતુર્વિધ સંઘમાં થયો અતિ શોક, મહેર કરી કરજો તે ફોક.ભ૦ ૬
પૂરજો ખોટને ગચ્છ ઉદ્ધરજો, વિનતિ **બાલ**ની એ ઉર ધરજો. ભ૦ ૭

卐 સં. ૧૯૯૬ ભા. સુ. ૧૪ રવિ, શાંતિનગર–અમદાવાદ

## ૧ શ્રીસાધુપદની ગહુંલી (૧૫)

( ધર્મગુરૂ પધારે ત્યારે ગાવાની )

સ્વાગત ગીત

( પ્રીતેથી વહેલા પધારજોરે–એ દેશી )

ગુણિયલ ગુરૂ! આપ ભલે પધારીયારે, એમ ઈચ્છે છે સંઘરે;
ગુણિયલ ગુરૂ! અમ પર મોટી કૃપા કરીરે. (ટેક)
જે પંચ મહાવ્રતને ધરેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦
જે મોક્ષમારગમાં રહેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦ ૧
જે પાંચ ઈંદ્રિયોને જીતેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦
જે નવ વાડોમાં રમેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦ ૨
જે ક્ષમા વીરનું ભૂષણ ધરેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦
જે ગુણ માર્દવથી ભર્યારે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦ ૩

જે ધર્મ આર્જવને પાળેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦
જે ધર્મ નિરલોભતા ભજેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦ ૪
જે આચરે તપધર્મનેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦
જે પાળે સંજમધર્મનેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦ ૫
જે સેવે સત્યધર્મનેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦
જે શૌચધર્મમાં થિરછેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦ ૬
જે રહે નિરગ્રંથધર્મમાંરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦
જે ગુપ્તિ સમિતિને પાળેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦ ૭
જે શીતાદિ પરિષહ સહેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦
જે રમે ચારિત્રધર્મમાંરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ આ૦ ૮
જે ધ્યાવે ધર્મધ્યાનનેરે, તેમને લાગીએ અમે પાયરે ગુ૦ આ૦
જે રમે આતમધર્મમાંરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૯
જે વીરવાણીને અનુસરેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦
જે આપે ધર્મની દેશનારે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૧૦
જે પાળે પંચાચારનેરે, તેમને લાગીએ અમે પાયરે, ગુ૦
જે શાંત દાંતને જ્ઞાનીછેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૧૧
જે ધીર વીર ને ગંભીરછેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦
જે પરદુઃખભંજક છેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૧૨
જે હિત સ્વપરનું કરેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦
જે સાધુના ગુણોમાં રમેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૧૩
જે શાંતિ મંત્રને જપેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦
જે શાંતિ સંઘમાં કરેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૧૪

જે પૂનમચંદ્ર આનંદ દેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦
જે બાર ભાવના ચિત્ત ધરેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૧૫
જે લક્ષણ ઉત્તમથી ભર્યારે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦
જે ચંદ્ર પરે શીતલછેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૧૬
જે દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવજાણેરે, તેમને લાગીએ અમે પાયરે ગુ૦
જે જીવોના પ્રતિપાળછેરે, તેમને લાગીએ અમે પાયરે. ગુ૦ ૧૭

卐સં. ૧૯૯૧ કા. વદ ०)) ગુરૂ, કચ્છ—બાડા, એક ધર્મપ્રેમીની પ્રેરણાથી.

## ૨ શ્રીસાધુપદની ગહુંલી (૧૬)

(ધર્મગુરૂ વિહાર કરે ત્યારે ગાવાની)
(પ્રીતેથી વ્હેલા પધારજોરે—એ દેશી)

ગુરૂજી મ્હારા, મહેર કરીને પધારજોરે, એવી છે સંઘની અરજ;
ગુરૂજી મ્હારા, દર્શન વ્હેલાં આપજોરે. (ટેક)
આપ પંચ મહાવ્રતને ધરોરે, આપને લાગીએ અમે પાયરે.
ગુરૂજી મ્હારા, મહેર કરીને પધારજોરે.
આપ મોક્ષ મારગમાં રહોરે, આપને લાગીએ૦ ગુ૦ મ૦ ૧
આપ પાંચ ઈંદ્રિયોને જીતોરે, આપને૦ ગુ૦ મ૦
આપ નવ વાડોમાં રમોરે, આપને૦ ગુ૦ મ૦ ૨
આપ ક્ષમા વીરનું ભૂષણ ધરોરે, આપને૦ ગુ૦ મ૦
આપ ગુણ માર્દવથી ભર્યારે, આપને૦ ગુ૦ મ૦ ૩
આપ ધર્મ આર્જવને પાળોરે, આપને૦ ગુ૦ મ૦
આપ ધર્મ નિર્લોભતા ભજોરે, આપને૦ ગુ૦ મ૦ ૪

આપ આચરો તપધર્મનેરે, આપને૦ ગુ૦ મ૦
આપ પાળો સંજમધર્મનેરે, આપને૦ ગુ૦ મ૦ ૫
આપ સેવો સત્યધર્મનેરે, આપને૦ ગુ૦ મ૦
આપ શૌચ ધર્મમાં થિર છોરે, આપને૦ ગુ૦ મ૦ ૬
આપ રહો નિર્ગ્રંથ ધર્મમાંરે, આપને૦ ગુ૦ મ૦
આપ ગુપ્તિ સમિતિને પાળોરે, આપને૦ ગુ૦ મ૦ ૭
આપ શીતાદિ પરિષહ સહોરે, આપને૦ ગુ૦ મ૦
આપ રમો ચારિત્રધર્મમાંરે, આપને૦ ગુ૦ મ૦ ૮
આપ ધ્યાવો ધર્મધ્યાનનેરે, આપને૦ ગુ૦ મ૦
આપ રમો આતમધર્મમાંરે, આપને૦ ગુ૦ મ૦ ૯
આપ વીર વાણીને અનુસરોરે, આપને૦ ગુ૦ મ૦
આપ દ્યો છો ધર્મની દેશનારે, આપને૦ ગુ૦ મ૦ ૧૦
આપ પાળો પંચાચારનેરે, આપને૦ ગુ૦ મ૦
આપ શાંત દાંત ને જ્ઞાની છોરે, આપને૦ ગુ૦ મ૦ ૧૧
આપ ધીર વીર ગંભીર છોરે, આપને૦ ગુ૦ મ૦
આપ પરદુઃખભંજક છોરે, આપને૦ ગુ૦ મ૦ ૧૨
આપ હિત સ્વપરનું કરોરે, આપને૦ ગુ૦ મ૦
આપ સાધુના ગુણોમાં રમોરે, આપને૦ ગુ૦ મ૦ ૧૩
આપ શાંતિમંત્રને જપોરે, આપને૦ ગુ૦ મ૦
આપ શાંતિ સંઘમાં કરોરે, આપને૦ ગુ૦ મ૦ ૧૪
આપ પુનમચંદ્રની પરેરે, આપને૦ ગુ૦ મ૦
આપ બાર ભાવના ચિત્ત ધરોરે, આપને૦ ગુ૦ મ૦ ૧૫

આપ લક્ષણ ઉત્તમથી ભર્યારે, આપને૦ ગુ૦ મ૦
આપ ચંદ્ર પરે શીતલ છોરે, આપને૦ ગુ૦ મ૦ ૧૬
આપ દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવ જાણોરે, આપને૦ ગુ૦ મ૦
આપ જીવોના પ્રતિપાળ છોરે, આપને૦ ગુ૦ મ૦ ૧૭

સં. ૧૯૯૧ માગ. સુ. ૧ શુક્ર, કચ્છ–બાડા
卐 એક ધર્મપ્રેમીની પ્રેરણાથી.

## શ્રી સાધુપદની ગુણસ્તુતિ (૧૭)

( મારૂં વતન–એ દેશીમાં

વ્હાલું લાગે મને ગુરૂ દરિસન.
હાં પ્યારૂં લાગે મને ગુરૂ દરિસન. (ટેક)

પાંચ મહાવ્રત પાળતારે, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૧
પાંચ ઈંદ્રિયોને જીતતારે, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૨
ચાર કષાયોનો વિવેક કરતા, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૩
ભાવ કરણયોગ સત્યને ધરતા, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૪
ક્ષમાખડગને ધારતારે, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૫
ભવસમુદ્રથી ઉદ્વેગ રહેતા, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૬
મનવચકાયને સમાહરતા, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૭
રત્નત્રયીગુણે શોભતારે, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૮
ક્ષુધાદિકને સંવેદતારે, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૯
વધ પરીસહ સહતારે, એવા મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૧૦
એ સત્યાવીશ ગુણ ધારતારે, બાલ મુનિને કરૂં વંદન હાં. વ્હાલું૦ ૧૧

સં. ૧૯૯૧ આ. સુ. ૨ ગુરૂ, કચ્છ–તુંબડી
卐 તુંબડીના બાળવિદ્યાર્થીઓના નિમિત્તે.

# શ્રી ઉપધાનની માળનું સ્તવન.

શ્રી વીર જિનેશ્વર, એણીપેરે દીએ ઉપદેશ,
સુણે પરખદા બારે, નહિ પ્રમાદ પ્રવેશ;
સુણજોરે શ્રાવક, જો વહીએ ઉપધાન,
નોકાર ગણો તો, સુજે સુગુણનિધાન. ૧

ત્રુટક—પડિકમણુ કિરિયા તો સુજે, જો વહીએ ઉપધાન;
એમ જાણી ઉપધાન વહો તુમે, શ્રાવક થઈ સાવધાન. ૨

ઢાળ—નોકાર તણો તપ, પહેલું અઢારીઉં જાય.
ઇરિયાવહિનો તપ, બીજું અઢારીઉં જાય;
એ બેઉ ઉપધાને, દિન અઢાર અઢાર,
ઉપવાસ એકેકે, તપ હોય સાડાબાર. ૩

ત્રુટક—સાડાબાર ઉપવાસજ કીજે, ગુરૂ મુખ પોસહ લીજે;
ચોથ એકાંતર એક એકાસણું, પાપ પડલ સવી છીજે. ૪

ઢાળ—એ બેઉ ઉપધાને, માંડી નાંણુ મંડાણુ.
પૂજા પરભાવના, ઓચ્છવ કરો સુજાણ;
કિરિઆ સવી શુદ્ધિ, સાધુની રહણીએ રહીએ,
દેરે દેવ વાંદો, સમિતિ ગુપતિ નિરવહીએ. ૫

ત્રુટક—સમિતિ ગુપતિ સુપેરે આરાધો, ચૈત્યવંદન ન વિસારો;
દોય સહસ નવકાર ગણીને, પોરસી ભણી સંથારો. ૬

ઢાળ—પાંચે ઉપવાસે, પહેલી વાયણા હોય,
તપ પુરે બીજી, ગુરૂ મુખ લીજે સોય;
એઠું જો છાંડે, તો તસ દહાડો વાધે,
તેમ મુહપતી પડે તો, શોધંતા નવ લાધે. ૭

ત્રુટક—તેમ અકાળ સંજ્ઞાય વમને, દહાડો લેખે ન આવે;
જીવઘાત હાંશી વિકથાદિક, તે આલોચણ આવે. ૮

ઢાળ—અરિહંત ચેઇયાણું, ચોકીઉ તસ ઉપધાન,
ઉપવાસ ને આંબિલ, ચાર દિવસનું માન;
ઉપવાસ અઢી જવ, તપ સંપૂરણ થાય,
વાયણા તવ લીજે, પામી સુગુરૂ પસાય. ૯

ત્રુટક—સુગુરૂ પસાયે છકીઉં વહીએ, સાત દિવસ પરિમાણ;
બે ઉપવાસે પુખ્ખરવરદી, અઢી સિદ્ધાણં બુદ્ધાણં. ૧૦

ઢાળ ૨ જી–યતની દેશી.

ભાઇ હવે માળ પહેરાવો, સાહમી સાહમણોને નોતરાવો;
ભલાં ભોજન ભક્તિ કરાવો, રૂપાની રકેબી કરાવો. ૧૧
માંહી મેવા મીઠાઈ ભરીએ, હીરાગળ કમખા ધરીએ;
ચતુરાઈ ચાલ મ ચૂકો, માંહે રૂપાનાણું મૂકો. ૧૨
ચાર પહોર દેવાએ ભાસ, ગાયે ગાંધર્વ ગુણીજન રાસ;
સામણોને ઘો તંબોળ, તેમ રાત્રિજગે રંગરોળ. ૧૩
એણીપેરે એ માળજ ગાવો, નેજા નિશાન મંગાવો;
પાંચ શબ્દ ઢોલ શરણાઇ, સાબેલા સબળ સજાઈ. ૧૪
કુંવર શીર ખુંપ ભરીજે, ઇંદ્રાણી શણગારીજે;
જિન શાસન સોહ ચઢાવો, જગ બોધબીજ એમ વાવો. ૧૫
ગયવર શીર ઠવીએ માળ. મારગ દીઓ દાન રસાળ;
એણિપેરે સંઘ સાજન સાથે, માળ આણી દીઓ ગુરૂ હાથે. ૧૬
ગુરૂરાય ઠવે તિહાં વાસ, શ્રાવક મન અતિહ ઉલ્લાસ;
જેને કંઠે માળા ઠવીજે, મણિમય ભૂષણ તસ દીજે. ૧૭

અંગ પૂજા પ્રભાવના કીજે, વ્રતધારી પહેરાવીજે;
પાઠાં પુસ્તક રૂમાલ, ગુરૂ ભક્તિ કરો સુવિશાળ. ૧૮
હવે શક્રસ્તવ ઉપધાન, પાંત્રીસ દિવસ તસ માન;
ઉપવાસ સાડા ઓગણીસ, વાયણા ત્રણ અતિય જગીશ. ૧૯
હવે અઠ્ઠાવીશું જેહ, ઉપધાન લોગસ્સનું તેહ;
સાડા પંદર ઉપવાસ, વાયણા ત્રણ લીલવિલાસ. ૨૦
એણીપેરે એ છ ઉપધાન, સાવય સાવિયા શુભધ્યાન;
વહી સફળ કરો અવતાર, સંસારતણો લહો પાર. ૨૧

ઢાળ ૩ જી–કળશ–છંદની દેશી.

શ્રી વીરજિન ઉપધાન વિધિ એમ, ભવિક હિત હેતે કહે;
મહાનિસિથ સિદ્ધાંતમાંહે, સુલભબોધિ સદ્દહે. ૨૨
આરાધીએ ઉપધાન વહેતાં, ચાર ભેદે ધર્મ એ;
દાન શીલ તપ ભાવશું ભક્તિ, પામીએ શિવ શર્મ એ. ૨૩
અઘટ ઘાટ શરીર હોવે, તે ઘાટમાં આવે ઘણું;
ખમાસમણ મુહપત્તિ સવી કિરિયા, જાણ વિધિ શ્રાવકતણું. ૨૪
ઉપધાનના ગુણ કહું કહેતાં, કહેતાં ન આવે પાર એ;
હોય સફળ શ્રાવકતણી કિરિયા, ઉપધાને નિરધાર એ. ૨૫
તપગચ્છ નાયક સુમતિદાયક, શ્રી વિજયપ્રભ સૂરિંદએ;
પુન્ય પ્રભાવે અધિક દિન દિન, કીરતી દાસ જગીસ એ. ૨૬
શ્રી કીરતી વિજય ઉવજ્ઝાય સેવક; વિનય એણીપેરે વિનવે;
દેવાધિદેવા ધર્મ હેવા, મુજ હોજો ભવો ભવે. ૨૭

ઇતીશ્રી ઉપધાનનું સ્તવન સંપૂર્ણ.

સ્વ૦ પૂજ્ય જૈનાચાર્ય શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વર (ભાઇ-ચંદજી મહારાજના) મુખ્યશિષ્યરત્ન સ્વ૦ પૂજ્ય

મુનિરાજ શ્રીપુનમચંદજી ગણિવર મહારાજના

સ્મરણાર્થે પ્રસિદ્ધ થયેલા ગ્રંથમણકા.—

૧ શ્રાવક-શ્રાવિકાનો ધર્મ યાને ગૃહસ્થદીક્ષા.

૨ કર્મયોગ યાને પંચપ્રતિક્રમણસૂત્ર.

૩ ભક્તિયોગ યાને ચૈત્યવંદનાદિ સંગ્રહ.

૪ ધાર્મિક બાળપોથી-સાર્થ.

૫ શ્રીદશવૈકાલિકસૂત્ર-સાર્થ.

૬ શ્રીનૂતન સ્તવનાવલિ. (ગાલચંદ્ર-સ્તવનાવલિ)



ધી ડિસા પ્રિન્ટરી, રતનપોળ-અમદાવાદ.